# ચિરંજીવીની ચિંતાના ચાલીસ કરોડનું શું?

(દેશની પ્રાથમિક તેમજ મોંઘી ઇંગ્લીશ કેળવણી,
મફત કરાવવાની એક યોજના.)



કર્તા :-
સી. જી. ત્રિવેદી.

કિંમત ૫ આના.

# લેખકના બે બોલ.

## પ્રભુ પ્રાર્થના,

સ્રગધરા.

જેથી આ વિશ્વ આખું, ફરીફરી જનમી ભોગવે છે હયાતી
જેથી કોઈ જગા તો, રજ પણ વળી રે, ખાલી રે'ના કદાપી
જેથી થાતાં સહુનાં, હરનીશ સઘળાં, ઇષ્ટ કર્મો મઝાથી,
તેવા મોટા પ્રભુની ચરણ રજ ધરી, કાર્ય સાધું કળાથી.

---

પ્રિય વાંચનાર! આ પુસ્તકનાં થોડાં પાનાં વાંચી, આ પુસ્તક સંબંધી કોઇપણ જાતના નિર્ણયપર એકદમ આવતા નહિ; પરંતુ પ્રથમ પ્રસ્તાવના પુરેપુરી વાંચી, પછી શરૂઆતથી આખર સુધી, આ પુસ્તક પુરેપુરૂં વાંચી પછીથીજ આ પુસ્તક સંબંધી નિર્ણયપર આવશો. અલબત્ આ પુસ્તક કંઈ નોવેલ, નાટક કે ઇતિહાસનું નથી, તેથી કંઈક નિરસ જણાશે. પરંતુ જ્યારે આખું પુસ્તક વાંચી, તેમાં રહેલો મર્મ બારીક રીતે અવલોકવામાં આવશે તો જણાશે કે ગણિતજ્ઞાનનો પ્રભાવ કેટલો બધો છે, અને આ વખતે તમને આનંદ થયા વગર રહેશે નહિ, અને તે વખતે તમને આ પુસ્તક વાંચવાથી કંઈક લાભ થયો છે એમ માલમ પડ્યા વગર રહેશે નહિ. ગણિતજ્ઞાનના પ્રભાવ વડેજ, નાણાં પ્રકરણની બાબત પર અંકુશ રાખવાથી દુનીયાપરનાં મહાન રાજ્યો ચાલી રહ્યાં છે, તો પછી આવી જાતનાં પુસ્તકોની આપણા દેશને જરૂર નથી? અલબત્ત આપણી ભાષામાં આવી જાતનાં ગણિતજ્ઞાનનાં પ્રભાવ દર્શાવનાં પુસ્તકો થોડાંજ છે, અને તેથી અપરિચિત શૈલીનાં પુસ્તકો વાંચતાં કંટાળો આવે એમાં નવાઇ નથી, દુનીયાની છેલ્લી મહાન લડાઇ વેળા મહાન બ્રિટિશ સેનાપતિ લોર્ડ કિચનરે જણાવ્યું હતું કે, આ લડાઇ ઓછામાં ઓછાં ત્રણ વરસ ચાલશે, માટે આપણે જીત મેળવવા, જર્મનીને ત્રણ વરસ કરતાં પણ વધારે વખત, લડાઇમાં હંફાવી શકીએ એમ સર્વ રીતની તઇયારી કરતાં રહેવું જોઇએ. આ મહાન સેનાપતિની આગાહી ખરી પડી છે. નામદાર બ્રિટિશ સરકાર વીજયી નીવડી છે, તો પછી એમ ના કહેવાય કે છેલ્લી મહાન લડાઇની જીત, લોર્ડ કિચનરના ગણિતજ્ઞાનના પ્રભાવને આભારી છે. આટલા માટેજ આ ગણિતજ્ઞાનનો પ્રભાવ દર્શાવતું પુસ્તક, અથથી ઇતિ સુધી, બારીકીથી વાંચવા, મારી ખાસ ભલામણ છે. આ પુસ્તકમાં ભાષા સંબંધી કેટલાક દોષ જોવામાં આવે, વળી વ્યાજના કોઠામાં કોઈ કોઇ સ્થળે ભુલ જોવામાં આવે તો મને તે માટે તમારી ઉદાર દૃષ્ટિથી ક્ષમા કરશો, અને તે ભુલો મને જણાવવા કૃપા કરશો, કે જેથી બીજી આવૃતિ વેળા, તે બાબતમાં સુધારાવધારા માટે ઘટતું બને.

વિજયાદશમી ૧૯૮૭.

**સી. જી. ત્રિવેદી.**
૧૭, મીન્ટ રોડ મુંબઇ.

# પ્રસ્તાવના.

આજથી દશેક વરસ પહેલાં, આપણા દેશના, મદ્રાસી, બંગાળી, ગુજરાતી, પંજાબી વગેરે ભાઇઓ, એકબીજા સાથે વાતચિત કરી શકતા નહિ અને તેથી વેપાર વગેરેમાં કેટલીક મુંઝવણ પડતી હતી. હાલમાં ઇંગ્લીશ ભાષાના પ્રતાપથી, આપણા દેશના સઘળા ભાઇઓ એકબીજા સાથે વાતચિત કરી શકે છે, જેથી કરીને ઘણા વરસોથી, પેટા દેશો રૂપી ભાગલાથી કમજોર થઇ ગયેલો આપણો ભારત દેશ એકત્ર થયો છે, અને આપણા દેશની કોઇ પણ ધર્મ માનનારી કોઇપણ વ્યકિત "અમે હિંદી" એમ કહેવાને મગરૂરી ધરાવે છે. આ ભાષાથી આપણે દુનીઆના સઘળા દેશોમાં, હરવા ફરવા, નવું જ્ઞાન મેળવવા કે વેપાર વગેરે કરવા શક્તિમાન થયા છીએ.

દેશના નેતાઓ દેશમાં બૂમ મારી રહ્યા છે કે "દેશની અડધો અડધ વસ્તી, એટલે પંદર કરોડ માણસો, ભુખે મરે છે, માટે તેઓને ખોરાક પુરો પાડવા, ખાદી વગેરે પહેરી તેઓને ખોરાક પુરો પાડ્યા કરો" અલબત્ત આ પ્રમાણે આપણા દેશમાં નિર્ધનતા છે. પરંતુ આવી રીતે ખોરાક પુરો પાડવાથી, તેઓ હમેશાં દેશના અન્ય જનસમાજ પાસે મદદ માગવાની જરૂરમાં ના રહે, તે માટે પણ ધ્યાન રાખવાની જરૂર છે. ભુખે મરતા દેશબંધુઓને, જેમ દલપતરામ કવિ કહી ગયા છે તેમ "રોટલો નાંખી ભીખારી ના રાખો" આ પ્રમાણે મદદ કરવી જોઇએ એટલે કે દેશના ભુખે મરતાં દેશબંધુઓને, હાલને સમે ખાદી વગેરે પહેરી મદદ કરવી જોઇએ; પરંતુ તે સાથે તેઓ હંમેશાં, દેશના અન્ય જનસમાજને બોજારૂપ ના થાય તેમ તેઓને રસ્તે ચડાવવા જોઇએ. આ રસ્તો તે ફક્ત જ્ઞાન છે. આ જ્ઞાન દેશના હિતચિંતક, નિસ્વાર્થી, શ્રીમંત, વિદ્વાન જ્ઞાની પુરૂષોના ભાષણોરૂપી અખતરા દ્વારા, તથા કેળવણી દ્વારા આપી શકાય. અને તે મારફતેજ, તેઓની સ્થિતિ સુધારતા તેઓને કરી શકાય. પહેલા પ્રકારના જ્ઞાન આપવાની ભાષણરૂપી અખતરા દ્વારા રીત તે એજ કે, તેઓ શા કારણથી પાયમાલ થયા, તે તેઓને જણાવવું, અને તેઓ તેવાં હાનિકારક કારણોથી, હમેશાં સાવધ રહી કામ કરે તેમ કરતા તેઓને કરવા તે કારણો જેવાં કે:—

૧ વ્યાજે નાણાં લેવાં અને લુંટાતા હોય તેમ પાછાં વાળવાં. ૨. દુર્વ્યસનોની કુટેવો (ચા, પાન, દારૂ, તાડી, અફીણ, ગાંજો ભાંગ વગેરે) ના છોડવી. ૩ વખતની કીંમત ના સમજતાં, હુન્નર, ઉદ્યોગ કરવાને બદલે વાતોના તડાકા મારવામાં વખત જાયો કરવો. ૪. અનિયમીત રીતે કામ કરવું, ૫ બીજાઓને ભરોંસે કામ લેવું. ૬ ઉમંગ અને ખંત પોતાના કામમાં ના રાખવો ૭. શક્તિ વગરનાં કામ કરવાં. ૮. ઉંડો વિચાર કર્યા સિવાય સાહસ કરી એકદમ કામ કરવા મંડી જવું. ૯ કુસંપ કરી આપસઆપસમાં લડી મરી, કે કોર્ટ દરબારમાં ન્યાય માટે ચડી નુકશાન વેઠવું ૧૦ ન્યાતોનાં જમણવારનાં અઘટીત ખર્ચો શકિત જોયા વગર કરવાં. ૧૧. નકામી મોટાઇમાં ફુલાઇ, નાણાં વાપરી નુકશાન વેઠવું. ૧૨ આફત નો વિચાર ના રાખી, અનાજ વગેરેનો સંઘરો ના રાખવો. ૧૩. ચોર, લુંટારા, ઠગ, ધુતારા, દેવાળુ કાઢવાની દાનતવાળા સાહુકારો કે કંપનીઓ, ખુશામતીઆઓ, મીઠું મીઠું બોલનારાઓ અતિવૃષ્ટિ, દુકાળ, રેલ વગેરેથી સાવચેત ના રહેવું. ૧૪. ઘડીઆળ સેન્ટ, સાઇકલ વગેરે

જેવી ફેશનેબલ વસ્તુઓનો મોહ રાખી, તે ખરીદવામાં નાણાં બગાડવાં ૧૫. મહાભારત, કુરાન, શાહનામાની ધર્મને અનુકુળ કથાઓ સાંભળવાને બદલે નાટક, સીનેમા કે ગાનતાનની મોજ ભોગવવામાં નાણાં બરબાદ કરવાં. ૧૬. કેળવણી ના લઈ, ભાષા તેમજ ગણિત જ્ઞાનમાં કાચા રહી, ઉસ્તાદ ગામના કે શહેરના વેપારી વર્ગથી ઠગાવું. ૧૭. દેખાદેખી ખોટાં અનુકરણ કરી નાણાંનું નુકશાન વેઠવું. ૧૮. ગાડરીઆ પ્રવાહની માફક નામાંકિત માણસોનો દાખલો લઇ તે જે બધું કહે કે કરે તે પ્રમાણે વગર વિચારે કર્યા જવું. ૧૯. જુના જમાનાના અણછાજતા રીત રિવાજોમે વળગી રહેવું. ૨૦. ધર્મગુરૂઓનાં અણછાજતાં ફરમાનો અંધ શ્રધ્ધાથી પાળી, નાણાં વગેરેનું નુકશાન વેઠવું. ૨૧ ગાય, ભેંસ, વગેરે દુધાળાં પશુઓ ના પાળવાં, કે જેમાંથી કંઇક નફો મળી શકે છે વગેરે.

હવે બીજા પ્રકારનું જ્ઞાન આપવાની રીત તે કેળવણી છે- એટલે કે પ્રાથમિક તેમજ ઈંગ્લીશ (જગભાષા)નું જ્ઞાન આપવું, કે જેથી કરીને દેશનો જનસમાજ, પોતાના ધંધામાં સુધારો કરવા માટે દુનીઆના કોઇપણ દેશમાં ફરી શકે અને જોઈતું જ્ઞાન મેળવી શકે. હાલમાં આપણા દેશનો ઘણોખરો જનસમાજ ઈંગ્લીશ ભાષાથી અજ્ઞાન છે. દેશના જન સમાજનો ઘણોખરો ભાગ અજ્ઞાન હોવાનું કારણ ઇંગ્લીશ કેળવણી ઘણી મોંઘી છે, તેથી તે લઇ શકયો નથી. અને હાલમાં તે લઇ શકતો નથી, માટે પ્રાથમિક સાથે ઈંગ્લીશ કેળવણી તદ્દન મફત હોય તો દેશનો જનસમાજ, ઈંગ્લીશ ભાષાથી જાણીતો થઇ, પુસ્તકોદ્વારા કે પરદેશોમાં જઈ. પોતાના ધંધાને અનુકુળ, વિશેષ જ્ઞાન. સંપાદન કરી આવી દેશને ફાયદો કરી શકે. ખાસકરીને ગરીબ ભણેલો વર્ગ જયારેબંધ પરદેશોમાં જાય તો તેજ પોતાના ધંધાને અનુકુળ, વિશેષ જ્ઞાન સંપાદન કરી આવી દેશને ફાયદો કરી શકે, કારણકે તે ગરજાળુ છે. આવા વિચારોને અંતે પ્રાથમિક તેમજ ઇંગ્લીશ ભાષાનુ જ્ઞાન તદ્દન મફત મળે તેમ કરવું એ એક દેશસેવાનું કામ છે એમ મને જણાયું. નામદાર હિંદ સરકાર હાલના સમયમાં કેળવણી મફત કરવા કંઇ પણ ખર્ચ કરી શકે તેમ નથી કારણકે મીઠાની આવકના સાત કરોડ કાઢી નાંખવા, મહાત્મા ગાંધીને પ્રશ્ન પુછાયો હતો કે મીઠાના કરના સાત કરોડ કાઢી નાંખવા, કઇ રીતે સાત કરોડની આવક થાય તે બતાવો, તો મીઠાનો કર નાબુદ થાય આથી જો નામદાર હિંદ સરકારને કોઇ પણ રીતે ૩૫ થી ૪૦ કરોડની આવક થાય એમ જનસમાજ રસ્તો બતાવે તો કદાચ પ્રાથમિક તેમજ ઇંગ્લીશ કેળવણી મફત થાય. આથી પ્રાથમિક તેમજ ઇંગ્લીશ કેળવણી મફત કરાવવારૂપી દેશસેવાના કામ માટે તે આવક કેમ થઇ શકે તે જણાવવા મને જરૂર જણાઇ. જેના પરિણામમાં આ પુસ્તક લખાયું. આ પુસ્તકમાં તે માટે એક યોજના જણાવેલી છે, જે પુસ્તક પુરૂં વાંચતાં વાંચનાર સમજી શકશે આ માટે મોટો પ્રયાસ કરવો જનસમાજના હાથમાં છે જનસમાજના પ્રયાસપર દેશની પ્રાથમિક તેમજ ઇંગ્લીશ કેળવણી મફત થવાનો આધાર છે. જનસમાજ તથા દેશના નેતાઓ, આ પુસ્તકમાં જણાવેલી યોજના બાબત નામદાર હિંદ સરકાર સાથે મસલત ચલાવી શુભ પરિણામ લાવી શકે આ પુસ્તકની શરૂઆતમાં કેટલાક સુધરેલા ઠગોથી, જનસમાજ ઠગાતાં બચે એમ સમજી કેટલાંક દૃષ્ટાંતો આપવાં ઉચિત ધારી આપેલાં છે તે પણ યોગ્યજ ગણાશે, કે જે દૃષ્ટાંતોના અનુસંધાનમાં, આ પુસ્તકમાં આપેલી યોજના ઉદ્ભવેલી છે.

# શ્રી પરમાત્માને ચરણે.

આપણા હિંદુસ્તાનમાં બ્રીટીશ રાજ્ય આશરે દોઢસો વરસથી શરૂ થયુ છે. આ વરસો દરમીઆન બ્રીટીશ રાજ્યે, આપણા હિંદુસ્તાન દેશના જન સમાજને અનેક ત્રાસોથી બચાવ્યો છે. અને દેશમાં બધે સુલેહ શાંતિ પથરાવી, હિંદુસ્તાનના જનસમાજના જાનમાલની સલામતી કીધી છે.

નામદાર બ્રીટીશ સરકારે જે ત્રાસોમાંથી હિંદની રૈયતને બચાવી છે, તેમાંનો એક ત્રાસ, ઠગ લોકો તરફનો હતો, આ ત્રાસ નામદાર ગવર્નર જનરલ લોર્ડ વિલ્યમ બેન્ટીકના વખતમાં એટલો બધો વધી ગયો હતો કે જેથી તે નામદાર ગવર્નર જનરલ સાહેબને એ માટે ખાસ ઘટતા ઉપાયો યોજવા પડ્યા, અને થોડા વખતમાં આ ઠગ લોકોના ત્રાસથી હિંદના જનસમાજને બચાવ્યો. ખરેખર આ ઠગોને પકડવાનુ કામ, ઘણું કઠણ હતું; છતાં પણ તે નામદારે ચાલાક બ્રીટીશ અમલદારોની સહાયથી પાંચ સાત વરસના સતત્ પ્રયાસથી પાર પાડયું જેથી હવે એવા પ્રકારના ઠગ તો સદંતર નાબુદ થઈ ગયા જેવુંજ થયું છે; પરંતુ હાલમાં જુદાજ પ્રકારના ઠગોનો ઉપદ્રવ વધી ગયો છે કે જે સાધારણ માણસથી સમજી શકાય નહિ અલબત્ત આ ઠગો અગાઉના ઠગ લોકોની માફક માણસના જીવ લેતા નથી, પરંતુ અગાઉના ઠગને ભૂલાવે તેવાં તેમનાં કામ છે. આ ઠગોની રહેણીકરણી, ઉંચ પ્રકારની હોવાથી, ચાલાક બ્રીટીશ ગવર્મેંટ પણ પારખી શકતી નથી. અગાઉના ઠગો તેમની રહેણી, કરણી અને પોષાક પરથી પકડાઇ શકાય તેમ હતું પરંતુ હાલના સફેદ કપડામાં ઢંકાયેલા ઠગો, ચાલાક બ્રીટીશ અમલદારોથી પકડાવા મુશ્કેલ છે. કદાચ એમ પણ હોય કે આ પ્રકારના ઠગો બીજાનાં ખૂન ના કરતા હોવાથી નામદાર બ્રીટીશ સરકાર દરગુજર કરતી હોય. હવે આ ઠગોમાંના પહેલા ઠગ તે અઠંગ જુગારીઓની ટોળીઓ છે, કે જેઓ પોતાના શિકાર, નવા જુગાર રમવા આવનારને, જીતતા હોય તેમ બતાવે છે. આ પ્રમાણે તેઓ નવા રમવા આવનારને લલચાવી ઠગે છે અને આખરે તેઓને એવા પાયમાલ કરે છે કે જેથી તે બીચારાઓ અનિતિને માર્ગે ચડી જઈ તેઓની જીંદગી બરબાદ કરે છે. આ પ્રકારના ઠગો એવી જગાએ પોતાના દાવપેચ રમે છે કે તેની ખબર જનસમાજને કે પોલીસને પડતી નથી. જુગારમાં પાયમાલ થનાર પણ પોલીસને ખબર આપી શકતો નથી કારણકે જુગાર રમવો એ એક ગુન્હો છે તેથી તેને ડર રહે છે. આ ઠગ લોકોનું જોર નાનાં ગામડાં કરતાં મોટાં શહેરોમાં ઘણું વધી પડયુ છે. આ પ્રકારના ઠગોથી બચવા માટે એકજ રસ્તો છે કે જુગાર રમવો નહિ. રમનારની પાસે પણ ઉભા રહેવું નહિ. અને બને તો જનસમાજના કલ્યાણના કામ માટે તેઓને પકડાવવા, પોલીસને ખબર આપવી, કે જેથી બીજા અજ્ઞાની માણસો તેઓથી ઠગાતા બચે. અફસોસ છે કે આ જુગારની કંઇક બદી, આપણા દેશની સ્ત્રીઓમાં કંઇક દાખલ થઇ છે. આ બદી દુર કરવા ઘરના પુરૂષ વર્ગે સમજપૂર્વક ચાંપતા ઇલાજો લેવાની જરૂર છે.

બીજા પ્રકારના ઠગ તે હાલના અમેરીકન ફ્યુચર્સના દશ આંકમાંથી બે, ત્રણ, કે ચાર આંકની ટીપ આપનારા ગૃહસ્થો છે. આ ગૃહસ્થોની રીત એવી છે કે, ભલે તેઓના કહેવા મુજબ આંકપર નાણાં ખેલનારા પાયમાલ થાય; પરંતુ પોતાને તો સારી રીતે નફોજ રહે, આ ઠગો પોતાના બણગાં (વખાણ) ફુંકનારા સાગરીતોથી પણ જનસમાજને લલચાવે છે, અને જનસમાજને નીચોવવાના અખતરા કરતા ફરે છે. હવે આ લોકોથી બચવાને ફક્ત રસ્તો એકજ છે કે જે માણસ તેઓની પાસે આંક લેવા જાય, તેઓ એવી શરત કરે કે. તે આંક લેવા માટે પ્રથમ ફી તરીકે કંઈ પણ આપે નહિ. અને જો કદાચ તે આંક ખોટા પડે તો તેવા ટીપ આપનારા પાસેથી પોતાને જે નુકશાન થયું હોય તે વ્યાજ સાથે ભરી લે અને તેઓની ફી આપે નહિ અને જનસમાજમાં તેઓને ઠગારા છે તેમ જાહેર કરે. આથી આ પ્રકારના ઠગો નાબુદ થશે. કેટલીક વખત આ પ્રકારના ઠગ, ત્રણ અલગ અલગ ઘરાકને ચાર જુદા જુદા આંક આપે છે; હવે દેખીતું છે કે ત્રણ આંક લેનારમાંના એક જણને તો દશ આંકમાંનો એક આંક આવવાનોજ. વળી કદાચ બે જણને પણ તે આંક આવી જાય— હવે આવી રીતે જે માણસને ઉપર પ્રમાણે આંકથી લાભ થાય, તે માણસ આ ઠગની વિદ્યાપર આફ્રીન થાય છે અને તેથી તે, તેના બીજા લાગતાવળગતાઓને તે ટીપ આપનાર તરફ ઘસડી લાવે છે, હવે જે ઘરાક નાસીપાસ થાય છે. તે જનસમાજમાં પોતાની મૂર્ખાઈ ગણાશે એમ જાણી ટીપ આપનાર સાથે ટંટોફીસાદ ના કરતાં, ટીપ આપનારનું ઘર છોડી જાય છે. અને લોભના માર્યા આવાજ ટીપ આપનાર બીજા ગૃહસ્થનું ઘર શોધી લાભ મેળવવા જાય છે. અને આમ કરતાં કરતાં ટીપનો ઉપયોગ કરનારો જનસમાજ પાયમાલ થાય છે જ્યારે ટીપ આપનારાઓ, પોતાની આવી ઠગબાજીથી ખુશી થઈ જનસમાજને સારી રીતે લુંટી મોજશોખ ઉડાવે છે. આવા પ્રકારના ઠગોથી બચવાને માટે તેઓ દ્વારા કમાવા લલચાઈ તેઓ પાસે જવું નહિ અને જેઓ તેઓથી પાયમાલ થયા હોય તેવાઓએ તેઓને, તેઓની ઠગબાજીઓથી જનસમાજને જાણ કરવા, પેપરોમાં જાહેર લખાણ કરવાં. આથી આ ઠગ લોકો જનસમાજમાંથી આપોઆપ નાબુદ થશે વળી અમેરીકન ફ્યુચર્સના આંક મારફત કદી પણ કમાવાનો યત્ન કરવો નહિ.

ત્રીજા પ્રકારના ઠગ, રેસના ઘોડાઓમાંના ત્રણચાર ઘોડાઓનાં નામ આપનાર છે. આ ઘોડાઓનાં નામ આપનાર પણ ચારચાર ઘોડાઓનાં નામ હેરફેર કરી આપે છે આથી સ્વાભાવિક રીતે થોડાક ઘરાકોને ઘોડાનાં આપેલાં નામોથી લાભ થાય છે. આથી આ લાભ મેળવનારાઓ પોતાના લાગતાવળગતા બીજા લાલચુ માણસો સાથે ઘોડાનાં નામ આપનારના શિકાર થાય છે. આખરે આ લાભ મેળવનારાઓ પણ પસ્તાય છે આવી રીતે જનસમાજને નુકશાન થાય છે, જ્યારે આ પ્રકારના ઠગો પોતાની ફી વગેરેથી જનસમાજ તરફથી લાભ મેળવે છે. આવા પ્રકારના ઠગોથી બચવાનો રસ્તો એજ છે કે, ઘોડાનાં નામ આપનારને પ્રથમ ફી આપવી નહિ. અને આપેલા નામોવાળા ઘોડા જીતમાં ના આવે તો ઘોડાઓનું પરિણામ જણાયા પછી જીતનાર ઘોડાની એક ટીકીટના ફાળામાં જેટલા રૂપીયા નીકળતા હોય તેટલા રૂપીયાની માગણીમાંથી ઘોડાનાં નામ આપનારની ફીના રૂપીયા બાદ કરી બાકીના રૂપીયા ઘોડાનાં નામ આપનાર પાસે વસુલ કરવા, ઘોડાનાં નામ આપનારના ઘોડાનાં નામોમાંથી ઘોડો

ના આવે તોપણ ઘોડાનાં નામ આપનારના નામ પર ટીકીટ લેનાર, જીતેલા ઘોડાની ટીકીટ લેનારને જે લાભ મળે તે લાભ ઘોડાનાં નામ આપનાર પાસેથી લેવાને હકદાર છે. કારણકે ઘોડાનાં નામ આપનારના કહેવાથી તેને આપેલા નામોના ઘોડાથી, ઘોડા ખેલનાર ખેલ્યો છે. માટે તે ખેલનાર, ઘોડાનાં નામ આપનાર, ગૃહસ્થ પાસેથી, તેની ફી આપી બાકીની રકમ વસુલ કરવાને હકદાર છે.

આમ અગાઉથી તેઓ સાથે શરત કરવાથી આ પ્રકારના ઠગ તદ્દન નાબુદ થશે. એકંદરે જનસમાજે રેસના ઘોડાઓને ખેલવાની લાલચમાં પડવું એજ ખોટું છે. માટે તે લાલચ જતી કરવી એજ ઉત્તમ રસ્તો છે.

ચોથા પ્રકારના ઠગો, તેજીમંદીની રમત રમનારા કેટલાક મૂડીવાદીઓના પક્ષો છે. કે જે તેઓના નવા શિકારને તેમાં પાયમાલ કરે છે આ તેજીમંદીની રમત રમનારા પોતાના સાગરીતો દ્વારા જનસમાજને લલચાવે છે, અને આખરે તેમાં ફસાનારો જનસમાજ પાયમાલ થાય છે આ બદીથી બચવાનો ફક્ત એકજ રસ્તો છે કે આ પ્રકારે કમાવાની લાલચ કરવી નહિ. આ પ્રકારના ઠગોમાં ફક્ત અમેરીકન ફ્યુચર્સની તેજીમંદી ખેલનારા પક્ષજ સમજવા એમ નથી પરંતુ કોટન શેર, અળશી, ચાંદી, સોનું વગેરેના મૂડીવાળાઓના સામસામા બનેલા, તેજી મંદીના પક્ષો પણ ગણી શકાય. જનસમાજ માટે ઉત્તમ રસ્તો એજ છે કે, આવા પ્રકારના ઠગ કે તેઓના સાગરીતોની લાલચમાં ફસાઇ જવું નહિ અને તેઓની મારફત કમાવાનો મોહ તજવો

પાંચમા પ્રકારના ઠગોમાં, આજકાલ આપણા દેશમાં ફાટી નીકળેલો જોશીઓનો રાફડો છે. આ પ્રકારના ઠગ પોતાના ઘરાકોને બે રીતે પાયમાલ કરે છે. તેમાંની એક તો જોષ (નશીબ) જોવડાવનારને ચિંતા કરાવે તેવાં અનુમાનો લખી આપી તેઓને ચિંતા કરાવી, તેમના શરીરની ખુવારી કરે છે, અને જનસમાજને પાયમાલ કરવાની બીજી રીત તેઓની એ કે જોષ જોવડાવનાર જનસમાજ પાસેથી પોતાની મરજી મુજબ ફી લેવી, અને તેમ કરતાં જનસમાજને નુકશાન કરવું. આ જાતના ઠગો પોતાનાં અનુમાનો મુજબ ખરી પડેલી હકીકતો પોતાને હાથે પેપરોમાં છપાવે છે (પરંતુ તેઓના અનુમાનોની મુજબ ખરી ના પડી હોય પણ તદ્દન ખોટી પડી હોય તેની હકીકતો છપાવતા નથી) આથી જનસમાજ લલચાય છે અને તેઓની પાસે પોતાનાં ભવિષ્ય ફળ જોવડાવે છે અફસોસ છે કે જનસમાજ વિચાર નથી કરતો કે, આવા જ્યોતિષીઓ કે જેઓ જોષ (નશીબ) જોવાનો દાવો કરે છે તે પોતાના જોષ કાં જોઇ શકતા નથી કે, પોતાની પુત્રી ના રાંડે. કે પોતાના ઘરમાં ચોરી ન થાય વળી આમાંના કેટલાંક જ્યોતિષ ઠગો તો અમેરીકન ફ્યુચર્સના આંક અને રેસના ઘોડાઓનાં નામ પણ આપે છે, તો પછી આવા ઠગોથી કમાવાની ઇચ્છા રાખતો જનસમાજ કેમ વિચાર કરતો નથી કે આબાદ રીતે કમાઈ જાણવાની રીત જાણવા છતાં, શામાટે આવા જ્યોતિષીઓ પેપરોમાં જાહેર ખબર આપી, જનસમાજને પોતાની પાસે બોલાવી, તેમની પાસેથી ફી વગેરે કમાવાની કડાકૂટ કરતા હશે જ્યોતિષ શાસ્ત્ર માનનારા જનસમાજ માટે એટલુંજ બસ છે કે, તે જાણવા જ્યોતિષીઓ પાસે ના જવું અને તેને બદલે પ્રભુનો ડર રાખી, ઉમંગથી દરેક

કાર્ય કરતા થવું. આ પ્રકારના ઠગોથી બચવાનો રસ્તો એજ છે કે, જો તેઓથી જોએલું નશીબ ખોટું પડે એટલે કે તેથી ઉલટુંજ પરિણામ દેખાય તો તેવા જ્યોતિષીઓ પાસેથી, જનસમાજે ભારે નુકશાની લેવી, આથી આ પ્રકારના ઠગો નાબુદ થશે અને તેઓ બીજી નીતિમય પ્રવૃતિમાં રોકાશે. વળી જનસમાજે પણ તેવા ઠગો દ્વારા નશીબ જાણવાની લાલચ કે કમાવાની લાલચ છોડી દેવી, અને તેઓની પાસે જવું નહિ. પરંતુ નીતિ અને સત્ય માર્ગે પ્રભુની મદદ ચાહી, ઉમંગથી કર્તવ્યપરાયણ હમેશાં રહેવું.

જટ્ઠા પ્રકારના ઠગોમાં, શહેરોમાં ફરતી મવાલી વર્ગની ટોળીઓ છે, જે ટોળીઓમાંની ટોળીમાંનો એક મવાલી, કોઇ વસ્તુ વેચવાનો ઢોંગ કરે છે, જેની પાસે તેની ટોળીના સાગરીતો એક પછી એક આવે છે અને તે વસ્તુની કિંમત વધારી વધારી તે વસ્તુ લેવાનો ઢોંગ કરી, ત્યાંથી પસાર થતા જનોને તે વસ્તુ લેવા લલચાવે છે, અને તેવી રીતે જનસમાજ તેઓના ફાંદામાં ફસાઇ જઇ તે વસ્તુ વેચાતી લેતાં ઠગાય છે. વળી કેટલીક મવાલીની ટોળીઓ પોતામાંના કોઇ એક મવાલીની મારફત સોનાની લગડી જેવું કંઇક, જતા આવતા માણસો જુએ તેમ, રસ્તામાં ભૂલથી પડી જતું હોય તેવો દેખાવ કરે છે, ત્યાં આગળથી પસાર થનાર કોઇ માણસની નજર તે પર પડે તો તે સ્વાભાવિક રીતે તે લગડી લેવા લલચાય છે. એટલામાં બીજો સાગરીત મવાલી, તે સોનાની બનાવટી લગડી રસ્તામાંથી ઉંચકી લે છે આથી ત્રાહીત માણસ પોતે તે ના ઉંચકી લેવા પસ્તાય છે. આ વખતે જેના હાથમાં સોનાની બનાવટી લગડી આવી છે તે મવાલી પેલા ત્રાહીત માણસની દયા ખાતો હોય તેમ ઢોંગ કરી, તે લગડી તે ત્રાહીત માણસ પાસેથી કંઇ લેવાનું ઠરાવી, તે ત્રાહીત માણસને તે લગડી આપે છે. આથી ત્રાહીત માણસ લલચાઇ પોતા પાસે જે વસ્તુઓ, જેવી. કે, વીંટી, ઘડીઆળ, અછોડો, રૂપીયા વગેરે હોય તે મવાલીને સોનાની લગડી લેવા બદલ આપે છે આવી રીતે બનાવટી લગડી લેવા લલચાયલો માણસ ઘરે આવી, લગડીની પરીક્ષા કરતાં પસ્તાય છે. આ પ્રમાણે આ પ્રકારના ઠગો પોતાની ઠગવિદ્યાના અખતરા કરી રહ્યા છે આ પ્રકારના ઠગોથી બચવાની રીત તો એજ હોઇ શકે કે કોઇ પણ વસ્તુથી લલચાવું નહિ, અને કોઇ અપરિચિત માણસ સાથે, સરીયામ રસ્તાપર કે ગલીગુંચીમાં વેચાતું લેવાનો કે વેચાતું આપવાનો વહેવાર કરવો નહિ.

સાતમા પ્રકારના ઠગોમાં કેટલીક ગાનારી સ્ત્રીઓ, અને તેના સાગરીતો છે, કે જ્યાં નવાસવા શોખીનો સંગીત કળાની મોજ માનવા જાય છે. આ ઠેકાણાં (ગાનારી સ્ત્રીઓનાં રહેઠાણ) પર ગાનારી સ્ત્રીઓ પોતાના દલાલ રાખે છે, કે જેઓ તેના સાગરીતો છે. નવાસવા ઘરાકો ગાનારી સ્ત્રી પાસે આવતા જાય છે કે, આ તેણીના સાગરીતો એક પછી એક આવીને નવાસવા શોખીનો સાથે બેસે છે અને તેઓ ગાનાર સ્ત્રીને પોતાની પાસેથી પાંચ પાંચ કે દશ દશ રૂપીઆની નોટો થોડી થોડી મીનીટની અંતરે આપે છે. આથી નવાસવા શોખીનો શરમાઇ પોતના ખીસ્સામાં જે હોય તે દેખાદેખી તે સ્ત્રીને વારે વારે આપી પોતાનાં ખીસ્સાં ખાલી કરે છે. હવે જે દલાલો નોટો આપવાના દેખાવ કરે છે, તે તો તે ગાનારી સ્ત્રીનાજ પૈસા છે, જ્યારે નવાસવા સંગીતની મોજ માનવા નીકળેલા શોખીનો પોતાનાં ખીસ્સાં ખાલી

કરી સારી રીતે ઠગાય છે. માટે આવા ઠગોથી બચવાને તેવે સ્થળે ના જવું એજ ઉત્તમ રસ્તો છે.

આઠમા પ્રકારના ઠગોમાં, આજકાલ ચાલતા કાર્નીવલો તથા વ્હાઈટ સીટી વગેરે ગણી શકાય. જ્યાં જનારા અમુક લાલચોથી લલચાઇ ઠગાય છે. માટે આવાં સ્થળોથી કમાવા ઇચ્છનાર માણસોએ તે સ્થળે ના જવું એમાંજ તેઓનું શ્રેય છે.

આ પુસ્તકમાં અત્યાર સુધી જણાવેલી ઠગની ટોળીઓ સિવાય બીજા કેટલાકે ઠગ અને ઠગની ટોળીઓ જનસમાજને નીચોવી, જનસમાજમાં ગુપ્ત રીતે અમનચમન કરી રહી છે. તે બધા ઠગ અને ઠગની ટોળીઓ માટે લખતાં વિષયાંતર થતું હોવાથી આવા ઠગો માટે આટલેથીજ આટોપવું ઉચિત છે. જનસમાજ ઉપર જણાવેલા ઠગ અને તેઓની ટોળીઓનાં દ્રષ્ટાંતો પરથી બીજા ઠગ અને તેમની ટોળીઓ અવલોકનથી પારખી શકે અને પોતાનો બચાવ કરી શકે હવે આ સ્થળે એક પ્રકારના ચાલાક માણસો અને તેઓની ટોળીઓનાં પરાક્રમ જણાવવાનું ઉચીત છે કારણકે આ ચાલાક માણસો અને તેમની ટોળીઓ જનસમાજમાં પરમાર્થી હોવાનો દાવો કરતા હોય એમ જણાય છે. આથી જનસમાજ ઘણો ગુંચવાડામાં પડ્યો છે. અને તેથી તે ચાલાક માણસોની ટોળીઓ તરફ જનસમાજ દીન પ્રતિદીન ઘસડાતો જાય છે અને નુકશાન સહન કરી રહ્યો છે. આ ટોળીઓ આપણા દેશમાં છે એમ નથી, પરંતુ દુનિયાપરના ઘણાખરા દેશોમાં હસ્તી ધરાવે છે. અને તે ટોળીઓ પોતાના સાગરીતો દ્વારા આજે દુનિયાના જનસમાજને જલ્દીથી સમજી ના શકાય તેવી રીતે નુકસાન કરી રહી છે. અલબત્ આ ટોળીઓનાં પરાક્રમ ફક્ત અનુમાનોથી કે તર્ક વિતર્કથી સમજી શકાય તેમ નથી અને આ કારણથી જનસમાજ તે તરફ ઘસડાઇ નુકશાન વેઠી રહ્યો છે. આ ટોળીઓનાં પરાક્રમ સમજવાને માટે આ પુસ્તકમાં હવે પછી આપેલા વ્યાજના કોઠા તથા તે સાથે આપેલા બીજા કોઠા સમજવા જરૂરના છે જે સમજવાથી જનસમાજ, આ ટોળીઓનાં પરાક્રમ સહેલાઇથી સમજી, તેઓથી સાવધ રહી પોતાનું નુકશાન થતું બચાવશે.

**The Table, showing the amount at Simple and Compound Interests upon**

એકથી પચીસ વરસ સુધીમાંના કોઇપણ વરસની અંતે ૪ ટકાથી ૧૨ ટકા સુધીમાંના કોઇપણ

| Year વરસ | @ 4% ૪ ટકાના દરે. | | @ 5% ૫ ટકાના દરે. | | @ 6% ૬ ટકાના દરે. | | @ 7% ૭ ટકાના દરે. | | @ ૮ ટકા- |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | Simple Interest. સાદું વ્યાજ. | Compound Interest. ચક્રવૃદ્ધિ વ્યાજ. | Simple Interest. સાદું વ્યાજ. | Compound Interest ચક્રવૃદ્ધિ વ્યાજ. | Simple Interest. સાદું વ્યાજ. | Compound Interest. ચક્રવૃદ્ધિ વ્યાજ | Simple Interest સાદું વ્યાજ. | Compound Interest. ચક્રવૃદ્ધિ વ્યાજ | Simple Interest. સાદું વ્યાજ. |
| 1 | 2 | 3 | 4 | 5 | 6 | 7 | 8 | 9 | 10 |
| 1 | 4 | 4 | 5 | 5 | 6 | 6– | 7 | 7– | 8 |
| 2 | 8 | 8–16 | 10 | 10–25 | 12 | 12–36 | 14 | 14–49 | 16 |
| 3 | 12 | 12–49 | 15 | 15–76 | 18 | 19–10 | 21 | 22–50 | 24 |
| 4 | 16 | 16–99 | 20 | 21–55 | 24 | 26–24 | 28 | 31–07 | 32 |
| 5 | 20 | 21–67 | 25 | 27–63 | 30 | 33–81 | 35 | 40–24 | 40 |
| 6 | 24 | 26–54 | 30 | 34–01 | 36 | 41–84 | 42 | 50–06 | 48 |
| 7 | 28 | 31–60 | 35 | 40–71 | 42 | 50–35 | 49 | 60–56 | 56 |
| 8 | 32 | 36–86 | 40 | 47–75 | 48 | 59–37 | 56 | 71–80 | 64 |
| 9 | 36 | 42–33 | 45 | 55–14 | 54 | 68–93 | 63 | 83–83 | 72 |
| 10 | 40 | 48–02 | 50 | 62–90 | 60 | 79–07 | 70 | 96–70 | 80 |
| 11 | 44 | 53–94 | 55 | 71–04 | 66 | 89–81 | 77 | 110–47 | 88 |
| 12 | 48 | 60–10 | 60 | 79–50 | 72 | 101–20 | 84 | 125–20 | 96 |
| 13 | 52 | 66–50 | 65 | 88–57 | 78 | 113–27 | 91 | 140–96 | 104 |
| 14 | 56 | 73–16 | 70 | 98– | 84 | 126–06 | 98 | 157–83 | 112 |
| 15 | 60 | 80–09 | 75 | 107–90 | 90 | 139–62 | 105 | 175–88 | 120 |
| 16 | 64 | 87–29 | 80 | 118–29 | 96 | 154– | 112 | 195–19 | 128 |
| 17 | 68 | 95–78 | 85 | 129–20 | 102 | 169–24 | 119 | 215–85 | 136 |
| 18 | 72 | 103–61 | 90 | 140–66 | 108 | 185–39 | 126 | 237–96 | 144 |
| 19 | 76 | 111–75 | 95 | 152–69 | 114 | 202–51 | 133 | 261–62 | 152 |
| 20 | 80 | 120–22 | 100 | 165–32 | 120 | 220–69 | 140 | 286–93 | 160 |
| 21 | 84 | 129–03 | 105 | 178–59 | 126 | 239–84 | 147 | 314–02 | 168 |
| 22 | 88 | 138–19 | 110 | 192–52 | 132 | 260–23 | 154 | 343– | 176 |
| 23 | 92 | 147–72 | 115 | 207–15 | 138 | 281–84 | 161 | 374–01 | 184 |
| 24 | 96 | 157–63 | 120 | 222–51 | 144 | 304–75 | 168 | 407–19 | 192 |
| 25 | 100 | 167–94 | 125 | 238–44 | 150 | 329–03 | 175 | 442–69 | 200 |

Rs. 100/- from 4 % to 12 % for 1 year to 25 years.

પુર્ણાંક ટકાના દરે, સો રૂપીઆનું, સાદુ અને ચક્રવૃદ્ધિ વ્યાજ બતાવનારો કોઠો.

| 8 % ના દરે. | @ 9 % ૯ ટકાના દરે. | | @ 10 % ૧૦ ટકાના દરે | | @ 11 % ૧૧ ટકાના દરે. | | @ 12 % ૧૨ ટકાના દરે. | |
|---|---|---|---|---|---|---|---|---|
| Compound Interest. ચક્રવૃદ્ધિ વ્યાજ. | Simple Interest. સાદું વ્યાજ. | Compound Interest. ચક્રવૃદ્ધિ વ્યાજ | Simple Interest. સાદું વ્યાજ. | Compound Interest ચક્રવૃદ્ધિ વ્યાજ | Simple Interest. સાદું વ્યાજ. | Compound Interest. ચક્રવૃદ્ધિ વ્યાજ. | Simple Interest. સાદું વ્યાજ. | Compound Interest. ચક્રવૃદ્ધિ વ્યાજ |
| 11 | 12 | 13 | 14 | 15 | 16 | 17 | 18 | 19 |
| 8 | 9 | 9 | 10 | 10 | 11 | 11 | 12 | 12 |
| 16-64 | 18 | 18-81 | 20 | 21 | 22 | 23-21 | 24 | 25-44 |
| 26-07 | 27 | 29-50 | 30 | 33-10 | 33 | 36-76 | 36 | 40-49 |
| 36-15 | 36 | 41-15 | 40 | 46-41 | 44 | 51-80 | 48 | 57-35 |
| 47-04 | 45 | 53-85 | 50 | 61-05 | 55 | 68-50 | 60 | 76-23 |
| 58-80 | 54 | 67-70 | 60 | 77-15 | 66 | 87-03 | 72 | 97-38 |
| 71-50 | 63 | 82-79 | 70 | 94-86 | 77 | 107-60 | 84 | 121-07 |
| 85-22 | 72 | 99-24 | 80 | 114-35 | 88 | 130-44 | 96 | 147-60 |
| 100-04 | 81 | 117-17 | 90 | 135-78 | 99 | 155-79 | 108 | 177-31 |
| 116-04 | 90 | 136-71 | 100 | 159-36 | 110 | 183-93 | 120 | 210-59 |
| 133-32 | 99 | 158-01 | 110 | 185-30 | 121 | 215-16 | 132 | 247-86 |
| 151-99 | 108 | 181-23 | 120 | 213-83 | 132 | 249-83 | 144 | 289-61 |
| 172-15 | 117 | 206-54 | 130 | 245-21 | 143 | 288-31 | 156 | 336-37 |
| 193-9[illegible] | 126 | 234-13 | 140 | 279-73 | 154 | 331-02 | 168 | 388-74 |
| 217-43 | 135 | 264-20 | 150 | 317-70 | 165 | 378-43 | 180 | 447-39 |
| 242-8[illegible] | 144 | 296-98 | 160 | 359-47 | 176 | 431-06 | 192 | 513-08 |
| 270-24 | 153 | 332-71 | 170 | 405-48 | 187 | 489-48 | 204 | 586-65 |
| 299-86 | 162 | 371-65 | 180 | 455-96 | 198 | 554-32 | 216 | 669-05 |
| 331-85 | 171 | 414-10 | 190 | 511-56 | 209 | 626-30 | 228 | 761-34 |
| 366-40 | 180 | 460-37 | 200 | 572-72 | 220 | 706-19 | 240 | 864-70 |
| 403-71 | 189 | 510-80 | 210 | 639-99 | 231 | 794-87 | 252 | 980-47 |
| 444-01 | 198 | 565-77 | 220 | 713-99 | 242 | 893-31 | 264 | 1110-13 |
| 487-53 | 207 | 625-69 | 230 | 795-39 | 253 | 1002-57 | 276 | 1255-35 |
| 534-53 | 216 | 691- | 240 | 884-93 | 264 | 1123-85 | 288 | 1417-99 |
| 585-29 | 225 | 762-19 | 250 | 983-42 | 275 | 1258-47 | 300 | 1600-15 |

The Table showing the amount, which may be given by the Insurance Company to the person who has paid Rs. 100/- annually as premium, for all paid up premiums and interests thereon, from one year to twenty-five years, the rate of Interest being from 4% to 6%

દર વરસે સો રૂપીઆ વારસીક પ્રીમીયમ ભરનારને એકથી પચીસ વરસ સુધીમાંના કોઈપણ વરસને અંતે તેને પ્રીમીયમ તરીકે ભરેલી કુલ રકમને બદલે ઈન્સ્યુરન્સ કંપનીમાંથી વ્યાજ સાથની મળી શકે તેવી રકમ બતાવનારો કોઠો (વ્યાજનો દર ૪ ટકાથી ૬ ટકા સુધીનો ગણતાં)

| The end of year. વરસને અંતે | @ 4% ૪ ટકાના વ્યાજે. | | @ 5% ૫ ટકાના વ્યાજે. | | @ 6% ૬ ટકાના વ્યાજે. | | Total amount of premiums. ભરેલા કુલ પ્રીમીયમની રકમ. |
|---|---|---|---|---|---|---|---|
| | At Simple Interest. સાદા વ્યાજે. | At Compound Interest. ચક્રવૃદ્ધિ વ્યાજે. | At Simple Interest. સાદા વ્યાજે. | At Compound Interest ચક્રવૃદ્ધિ વ્યાજે. | At Simple Interest. સાદા વ્યાજે. | At Compound Interest. ચક્રવૃદ્ધિ વ્યાજે | |
| 1 | 2 | 3 | 4 | 5 | 6 | 7 | 8 |
| 1 | 104 | 104 | 105 | 105 | 106 | 106 | 100 |
| 2 | 212 | 212-16 | 215 | 215-25 | 218 | 218-36 | 200 |
| 3 | 324 | 324-65 | 330 | 331-01 | 336 | 337-46 | 300 |
| 4 | 440 | 441-64 | 450 | 452-56 | 460 | 463-70 | 400 |
| 5 | 560 | 563-31 | 575 | 580-19 | 590 | 597-51 | 500 |
| 6 | 684 | 689-85 | 705 | 714-20 | 726 | 739-35 | 600 |
| 7 | 812 | 821-45 | 840 | 854-91 | 868 | 889-70 | 700 |
| 8 | 944 | 958-31 | 980 | 1002-63 | 1016 | 1049-07 | 800 |
| 9 | 1080 | 1100-64 | 1125 | 1157-80 | 1170 | 1218- | 900 |
| 10 | 1220 | 1248-66 | 1275 | 1320-70 | 1330 | 1397-07 | 1000 |
| 11 | 1364 | 1402-60 | 1430 | 1491-74 | 1496 | 1586-88 | 1100 |
| 12 | 1512 | 1562-70 | 1590 | 1671-33 | 1668 | 1788-08 | 1200 |
| 13 | 1664 | 1729-20 | 1755 | 1859-90 | 1846 | 2001-35 | 1300 |
| 14 | 1820 | 1902-36 | 1925 | 2057-90 | 2030 | 2227-41 | 1400 |
| 15 | 1980 | 2082-45 | 2100 | 2265-80 | 2220 | 2467-03 | 1500 |
| 16 | 2144 | 2269-74 | 2280 | 2484-09 | 2416 | 2721-03 | 1600 |
| 17 | 2312 | 2465-52 | 2465 | 2713-29 | 2618 | 2990-27 | 1700 |
| 18 | 2484 | 2659-13 | 2655 | 2953-95 | 2826 | 3275-66 | 1800 |
| 19 | 2660 | 2880-88 | 2850 | 3206-64 | 3040 | 3578-17 | 1900 |
| 20 | 2840 | 3101-10 | 3050 | 3471-96 | 3260 | 3898-77 | 2000 |
| 21 | 3024 | 3330-13 | 3255 | 3750-55 | 3486 | 4238-61 | 2100 |
| 22 | 3212 | 3568-32 | 3465 | 4043-07 | 3718 | 4598-84 | 2200 |
| 23 | 3404 | 3816-04 | 3680 | 4350-22 | 3956 | 4980-68 | 2300 |
| 24 | 3600 | 4073-67 | 3900 | 4672-73 | 4200 | 5385-43 | 2400 |
| 25 | 3800 | 4341-61 | 4125 | 5007-17 | 4450 | 5814-46 | 2500 |

**The Table showing the amount, which may be given by the Insurance Company to the person who has paid Rs 100/- annually as premium, for all paid up premiums and interests thereon, from one year to twenty-five years, the rate of Interest, being from 7% to 9%**

**દર વરસે સો રૂપીઆ વારસીક પ્રીમીયમ ભરનારને એકથી પચીસ વરસ સુધીમાંના કોઇપણ વરસને અંતે તેને પ્રીમીયમ તરીકે ભરેલી કુલ રકમને બદલે ઈન્સ્યુરન્સ કંપનીમાંથી વ્યાજ સાથની મળી શકે તેવી રકમ બતાવનારો કોઠો (વ્યાજનો દર ૭ ટકાથી ૯ ટકા સુધીનો ગણતાં)**

| The end of year. વરસને અંતે | @ 7% ૭ ટકાના વ્યાજે | | @ 8% ૮ ટકાના વ્યાજે. | | @ 9% ૯ ટકાના વ્યાજે. | | Total amount of premiums. ભરેલા કુલ પ્રીમીયમની રકમ. |
|---|---|---|---|---|---|---|---|
| | At Simple Interest સાદા વ્યાજે. | At Compound Interest. ચક્રવૃદ્ધિ વ્યાજે. | At Simple Interest. સાદા વ્યાજે. | At Compound Interest. ચક્રવૃદ્ધિ વ્યાજે | At Simple Interest સાદા વ્યાજે | At Compound Interest. ચક્રવૃદ્ધિ વ્યાજે. | |
| 1 | 2 | 3 | 4 | 5 | 6 | 7 | 8 |
| 1 | 107 | 107 | 108 | 108 | 109 | 109 | 100 |
| 2 | 221 | 221-49 | 224 | 224-64 | 227 | 227-81 | 200 |
| 3 | 342 | 343-99 | 348 | 350-71 | 354 | 357-31 | 300 |
| 4 | 470 | 475-06 | 480 | 486-86 | 490 | 498-46 | 400 |
| 5 | 605 | 615-30 | 620 | 633-90 | 635 | 652-31 | 500 |
| 6 | 747 | 765-36 | 768 | 792-70 | 789 | 820-01 | 600 |
| 7 | 896 | 925-92 | 924 | 964-20 | 952 | 1002-80 | 700 |
| 8 | 1052 | 1097-72 | 1088 | 1149-22 | 1124 | 1202-04 | 800 |
| 9 | 1215 | 1281-55 | 1260 | 1349-46 | 1305 | 1419-21 | 900 |
| 10 | 1385 | 1478-25 | 1440 | 1565-50 | 1495 | 1655-92 | 1000 |
| 11 | 1562 | 1688-72 | 1628 | 1798-82 | 1694 | 1913-93 | 1100 |
| 12 | 1746 | 1913-92 | 1824 | 2050-81 | 1902 | 2195-16 | 1200 |
| 13 | 1937 | 2154-88 | 2028 | 2322-96 | 2119 | 2501-70 | 1300 |
| 14 | 2135 | 2412-71 | 2240 | 2618-88 | 2345 | 2835-83 | 1400 |
| 15 | 2340 | 2688-59 | 2460 | 2934-31 | 2580 | 3200-03 | 1500 |
| 16 | 2552 | 2983-78 | 2688 | 3277-13 | 2824 | 3597-01 | 1600 |
| 17 | 2771 | 3299-63 | 2924 | 3647-37 | 3077 | 4029-72 | 1700 |
| 18 | 2997 | 3637-59 | 3168 | 4047-23 | 3339 | 4501-37 | 1800 |
| 19 | 3230 | 3999-21 | 3420 | 4479-08 | 3610 | 5015-47 | 1900 |
| 20 | 3470 | 4386-14 | 3680 | 4945-48 | 3890 | 5575-84 | 2000 |
| 21 | 3717 | 4800-16 | 3948 | 5449-19 | 4179 | 6186-64 | 2100 |
| 22 | 3971 | 5243-16 | 4224 | 5993-20 | 4477 | 6852-41 | 2200 |
| 23 | 4232 | 5717-17 | 4508 | 6580-73 | 4784 | 7578-10 | 2300 |
| 24 | 4500 | 6224-36 | 4800 | 7215-26 | 5100 | 8369-10 | 2400 |
| 25 | 4775 | 6767-05 | 5100 | 7900-55 | 5425 | 9231-29 | 2500 |

**The Table showing the amount, which may be given by the Insurance Company to the person who has paid Rs. 100/- annually as premium, for all paid up premiums and interests thereon, from one year to twenty-five years, the rate of Interest, being from 10% to 12%**

**દર વરસે સો રૂપીઆ વારસીક પ્રીમીયમ ભરનારને એકથી પચીસ વરસ સુધીમાંના કોઇપણ વરસને અંતે તેને પ્રીમીયમ તરીકે ભરેલી કુલ રકમને બદલે ઇન્સ્યુરન્સ કંપનીમાંથી વ્યાજ સાથની મળી શકે તેવી રકમ બતાવનારો કોઠો (વ્યાજનો દર ૧૦ ટકાથી ૧૨ ટકા સુધીનો ગણતાં)**

| The end of year. વરસને અંતે | @ 10 % ૧૦ ટકાના વ્યાજે. | | @ 11 % ૧૧ ટકાના વ્યાજે. | | @ 12 % ૧૨ ટકાના વ્યાજે. | | Total amount of premiums ભરેલા કુલ પ્રીમીયમની રકમ. |
|---|---|---|---|---|---|---|---|
| | At Simple Interest સાદા વ્યાજે. | At Compound Interest. ચક્રવૃદ્ધિ વ્યાજે. | At Simple Interest. સાદા વ્યાજે. | At Compound Interest. ચક્રવૃદ્ધિ વ્યાજે | At Simple Interest સાદા વ્યાજે | At Compound Interest. ચક્રવૃદ્ધિ વ્યાજે. | |
| 1 | 2 | 3 | 4 | 5 | 6 | 7 | 8 |
| 1 | 110 | 110 | 111 | 111 | 112 | 112 | 100 |
| 2 | 230 | 231- | 233 | 234-21 | 236 | 237-44 | 200 |
| 3 | 360 | 364-10 | 366 | 370-97 | 372 | 377-93 | 300 |
| 4 | 500 | 510-51 | 510 | 522-77 | 520 | 535-28 | 400 |
| 5 | 650 | 671-56 | 665 | 691-27 | 680 | 711-51 | 500 |
| 6 | 810 | 848-71 | 831 | 878-30 | 852 | 908-89 | 600 |
| 7 | 980 | 1043-57 | 1008 | 1085-90 | 1036 | 1129-96 | 700 |
| 8 | 1160 | 1257-92 | 1196 | 1316-34 | 1232 | 1377-56 | 800 |
| 9 | 1350 | 1493-70 | 1395 | 1572-13 | 1440 | 1654-87 | 900 |
| 10 | 1550 | 1753-06 | 1605 | 1856-06 | 1660 | 1965-46 | 1000 |
| 11 | 1760 | 2038-36 | 1826 | 2171-22 | 1892 | 2313-32 | 1100 |
| 12 | 1980 | 2352-19 | 2058 | 2521-05 | 2136 | 2702-93 | 1200 |
| 13 | 2210 | 2697-40 | 2301 | 2909-36 | 2392 | 3139-30 | 1300 |
| 14 | 2450 | 3077-13 | 2555 | 3340-38 | 2660 | 3628-04 | 1400 |
| 15 | 2700 | 3494-83 | 2820 | 3818-81 | 2940 | 4175-43 | 1500 |
| 16 | 2960 | 3954-30 | 3096 | 4349-87 | 3232 | 4788-51 | 1600 |
| 17 | 3230 | 4459-72 | 3283 | 4939-35 | 3536 | 5475-16 | 1700 |
| 18 | 3510 | 5015-68 | 3581 | 5593-67 | 3852 | 6244-21 | 1800 |
| 19 | 3800 | 5627-24 | 3890 | 6319-97 | 4180 | 7105-55 | 1900 |
| 20 | 4100 | 6299-96 | 4210 | 7126-16 | 4520 | 8070-25 | 2000 |
| 21 | 4410 | 7039-95 | 4541 | 8021-03 | 4872 | 9150-72 | 2100 |
| 22 | 4730 | 7853-94 | 4883 | 9014-34 | 5236 | 10360-85 | 2200 |
| 23 | 5060 | 8749-33 | 5236 | 10116-91 | 5612 | 11716-20 | 2300 |
| 24 | 5400 | 9734-26 | 5600 | 11340-76 | 6000 | 13234-19 | 2400 |
| 25 | 5750 | 10817-68 | 5975 | 12699-23 | 6400 | 14934-34 | 2500 |

આ પુસ્તકમાં આપેલા કોઠાઓમાંના પહેલા કોઠામાં એક વરસથી માંડીને, ૨૫ વરસ સુધીના કોઈપણ વરસ માટે, રૂ. ૧૦૦ નું ૪ ટકાથી ૧૨ ટકા સુધીમાંના, કોઈપણ પૂર્ણાંક ટકાના દરે, સાદુ અને ચક્રવૃદ્ધિ વ્યાજ કેટકેટલું થાય; તે જણાવેલું છે દાખલા તરીકે ૧ વરસનું ૧૦૦ રૂપીયાનું ૪ ટકા લેખે સાદું વ્યાજ ૪ રૂપીયા, અને ચક્રવૃધ્ધિ વ્યાજ પણ ૪ રૂપીયા, બે વરસનું સાદું વ્યાજ ૮ રૂપીયા, અને ચક્રવૃધ્ધિ વ્યાજ ૮ રૂપીયા ને ૧૬ દોકડા, ત્રણ વરસનું સાદું વ્યાજ ૧૨ રૂપીયા અને ચક્રવૃધ્ધિ વ્યાજ ૧૨ રૂપીઆને ૪૯ દોકડા તેમજ આગળ કોઠામાં દરેક વરસનું જોતાં, છેવટે ૨૫ મા વરસે જણાશે કે ૧૦૦ રૂપીયાનું ૨૫ વરસનું ૪ ટકા લેખે સાદુ વ્યાજ ૧૦૦ રૂપીયા, અને ચક્રવૃધ્ધિ વ્યાજ રૂપીઆ ૧૬૭ ને ૯૪ દોકડા થાય છે, આવીજ રીતે આ પહેલા કોઠાપરથી જાણી શકાય કે, ૧૦૦ રૂપીયાનું ૪ ટકાથી ૧૨ ટકા સુધીમાંના કોઈપણ પુર્ણાંક ટકાના વ્યાજના દરે, ૧ થી ૨૫ વરસ સુધીમાંના કોઇપણ પુરેપુરા વરસે, સાદું વ્યાજ કેટલું અને ચક્રવૃધ્ધિ વ્યાજ કેટલું? દાખલા તરીકે ૧૦૦ રૂપીયાનું, ૫ ટકા લેખે ૧૦ વરસનું સાદું વ્યાજ ૫૦ રૂપીયા અને ચક્રવૃધ્ધિ વ્યાજ ૬૨ રૂપીયા ને ૯૦ દોકડા, ૬ ટકા લેખે ૧૦૦ રૂપીયાનું ૧૫ વરસનું સાદું વ્યાજ ૯૦ રૂપીયા, અને ચક્રવૃધ્ધિ વ્યાજ ૧૩૯ રૂપીઆ ને ૬ દોકડા, ૭ ટકા લેખે ૧૦૦ રૂપીયાનું ૧૬ વરસનું સાદું વ્યાજ ૧૧૨ રૂપીઆ અને ચક્રવૃધ્ધિ વ્યાજ ૧૯૫ રૂપીયા ૧૯ દોકડા, ૮ ટકા લેખે ૧૦૦ રૂપીયાનું ૧૮ વરસનું સાદું વ્યાજ ૧૪૪ રૂપીઆ, અને ચક્રવૃધ્ધિ વ્યાજ ૨૯૯ રૂપીઆ ૮૬ દોકડા, ૯ ટકા લેખે, ૧૦૦ રૂપીયાનું ૨૦ વરસનું સાદું વ્યાજ ૧૮૦ રૂપીઆ અને ચક્રવૃધ્ધિ વ્યાજ ૪૬૦ રૂપીઆને ૩૭ દોકડા, ૧૦ ટકા લેખે ૧૦૦ રૂપીઆનું ૨૨ વરસનું સાદું વ્યાજ ૨૨૦ રૂપીઆ અને ચક્રવૃધ્ધિ વ્યાજ ૭૧૩ રૂપીઆ ૯૯ દોકડા, ૧૧ ટકા લેખે, ૧૦૦ રૂપીયાનું ૨૪ વરસનું સાદું વ્યાજ ૨૬૪ રૂપીઆ ને ચક્રવૃધ્ધિ વ્યાજ ૧૧૨૩ રૂપીઆ ને ૮૫ દોકડા, ૧૨ ટકા લેખે, ૧૦૦ રૂપીઆનું ૨૫ વરસનું સાદું વ્યાજ ૩૦૦ રૂપીઆ ને ચક્રવૃધ્ધિ વ્યાજ ૧૬૦૦ રૂપીઆ ને ૧૫ દોકડા છે.

ઉપરના દાખલાઓ ઉપરથી સમજવું સહેલું છે કે જો ૧૦૦ રૂપીઆ, ૧૦ ટકા લેખે સાદા વ્યાજે મૂકયા હોય, તો ૨૫ વરસે આપણને રૂપીઆ, ૨૫૦ વ્યાજ તથા રૂ. ૧૦૦ મુદ્દલ મળી, રૂપીઆ ૩૫૦ આપણને મળે, પરંતુ જો ચક્રવૃદ્ધિ વ્યાજે, તેજ દરે મૂકયા હોય તો, ૨૫ વરસે આપણને ૯૮૩ રૂપીઆ ૪૨ દોકડા વ્યાજ, અને ૧૦૦ રૂપીઆ મુદ્દલ મળી, આપણને રૂપીઆ ૧૦૮૩ ને ૪૨ દોકડા મળે. આ ઉપરથી સ્પષ્ટ છે કે, કોઇપણ રકમ, સાદા વ્યાજને બદલે ચક્રવૃદ્ધિ વ્યાજે મૂકવામાં નાણાં રોકનારને ફાયદો છે. ઘણું કરીને દરેક બેંક દરેક વરસની આખરે, નાણાં રોકનારના મુદ્દલ સાથે તેની રકમનું થતું વ્યાજ ઉમેરી, નવું મુદ્દલ (વ્યાજ મુદ્દલ) નવા વરસની શરૂઆતમાં ગણે છે. આથી બેંકમાં નાણાં રોકનાર જનસમાજને, ચક્રવૃધ્ધિ વ્યાજે નાણાં રોકયાં હોય તેમ થાય છે; પરંતુ ગામડાનો જનસમાજ, તેઓના ગામના ગણાતા શ્રીમંત શેઠને ત્યાં નાણાં રોકે છે. ચક્રવૃધ્ધિ વ્યાજે નાણાં રોકેલાં છે એવું નાણાં રોકનારે શ્રીમંત શેઠ પાસે લખાવી લીધું હોય તોજ તેમના ગામના શ્રીમંત શેઠ, ચક્રવૃધ્ધિ વ્યાજ ગણી નાણાં પાછાં વાળે નહિ તો ગરીબ નાણાં રોકનાર, પોતાના અજ્ઞાનથી ચોખવટ ના કરવાથી, પોતાના હકમાં નુકસાન કરે, કારણ કે તેઓના

ગામના ગણાતા શ્રીમંત શેઠ, તેવી ઉદારતા. પોતાને નુકસાન થતું હોવાથી બતાવે નહિ વળી ગામડાનો જનસમાજ, તેમના ગામના શ્રીમંત શેઠને ત્યાંથી નાણાં વ્યાજે કાઢે તો, તે સાદુ વ્યાજ ના ગણતાં, ચક્રવૃધ્ધિ વ્યાજ ગણીનેજ પોતાનાં નાણાં વસુલ કરે. આ ઉપરથી, સાદા અને ચક્રવૃધ્ધિ વ્યાજની બાબતમાં, જનસમાજે કેટલી સાવચેતી રાખવાની છે, તે સ્પષ્ટ થાય છે. નાણાં રોકનારને ચક્રવૃધ્ધિ વ્યાજ ફાયદાકારક છે. નાણાં લેનારને ચક્રવૃધ્ધિ વ્યાજ નુકશાનકારક છે. આ બાબતનો, નાણાં લેતી, તથા દેતી વખતે ખાસ વિચાર જનસમાજે કરવા જેવો છે.

આ પુસ્તકમાં આપેલા બીજા કોઠા, પહેલા કોઠાની મદદથી કરવામાં આવેલા છે જેની સમજને માટે હવે ધારો કે કોઇ માણસ, ૨૫ વરસ સુધી, દર વરસની શરૂઆતમાં, ૧૦૦ રૂપીયા અલગ અલગ બેંકમાં એક સરખા વ્યાજના દરથી, ચક્રવૃદ્ધિ વ્યાજે મૂકે, અને ૨૫ મા વરસની આખરે, પોતે, ૨૫ વરસ સુધી, તેવી રીતે મુકેલી બધી રકમ, પચીસે બેંકમાંથી ઉઠાવી લે, તો તે પહેલા વરસની શરૂઆતમાં મૂકેલા સો રૂપીઆને બદલે, પચીસમા વરસની અંતે, સો રૂપીઆ મુદ્દલ, અને તે સો રૂપયાનું ચક્રવૃદ્ધિ વ્યાજ પણ વધારા તરીકે મેળવે, એટલે કે મુદ્દલ અને તેનું પચીસ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ મેળવે. બીજા વરસની શરૂઆતમાં મૂકેલા સો રૂપયાને બદલે પચીસમા વરસની અંતે સો રૂપીયા મુદ્દલ અને તેનું ૨૪ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ મેળવે. ત્રીજા વરસની શરૂઆતમાં મુકેલા. સો રૂપીઆ મુદ્દલને બદલે, પચીસમા વરસની અંતે, સો રૂપીઆ મુદ્દલ અને તેનું ૨૩ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ મેળવે. આવી રીતે પચીસે વરસની શરૂઆતમાં, મુકેલા પ્રત્યેક સો રૂપીયાને બદલે, અનુક્રમે સો રૂપીઆ અને વધારામાં, એકેક ઓછા વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ મેળવે. એટલે કે છેવટે પચીસમા વરસની શરૂઆતમાં મુકેલા સો રૂપીઆને બદલે સો રૂપીઆ અને એક વરસનું વ્યાજ મેળવે. આ પ્રમાણે ગણતરી કરતાં તે માણસ આ પુસ્તકના બીજા, ત્રીજા ને ચોથા કોઠામાં જણાવ્યા મુજબ, બેંકો સાથે ૪ ટકાનો વ્યાજનો દર ઠરાવેલો હોય તો, રૂપીઆ ૨૫૦૦ મુદ્દલને બદલે, રૂપીઆ ૪૩૪૧ ને ६१ દોકડા મેળવે, બેંકનો વ્યાજનો દર ૫ ટકા ઠરાવેલો હોય તો રૂપીઆ ૨૫૦૦ ને બદલે રૂપીઆ ૫૦૦૭ ને ૧૭ દોકડા મેળવે, બેંકનો વ્યાજનો દર ૬ ટકા ઠરાવેલો હોય તો રૂપીઆ ૨૫૦૦ ને બદલે રૂપીઆ ૫૮૧૪ ને ૪૬ દોકડા મેળવે. બેંકનો વ્યાજનો દર ૭ ટકા ઠરાવેલો હોય તો રૂપીઆ ૨૫૦૦ ને બદલે, રૂપીઆ ૬૭૬૭ ને ૫ દોકડા મેળવે. બેંકનો વ્યાજનો દર ૮ ટકા ઠરાવેલો હોય તો રૂપીઆ ૨૫૦૦ ને બદલે રૂપીઆ ૭૯૦૦ ને ૫૫ દોકડા મેળવે બેંકનો વ્યાજનો દર ૯ ટકા ઠરાવેલો હોય તો રૂપીઆ ૨૫૦૦ ને બદલે રૂપીઆ ૯૨૩૧ ને ૨૯ દોકડા મેળવે બેંકનો વ્યાજનો દર ૧૦ ટકા ઠરાવેલો હોય તો રૂપીઆ ૨૫૦૦ ને બદલે રૂ ૧૦૮૧૭ ને ૬૮ દોકડા મેળવે બેંકનો વ્યાજનો દર ૧૧ ટકા ઠરાવેલો હોય તો તે માણસ રૂપીઆ ૨૫૦૦ ને બદલે, રૂપીઆ ૧૨૬૯૯ ને ૨૩ દોકડા મેળવે, બેંકનો વ્યાજનો દર ૧૨ ટકા ઠરાવેલો હોય તો તે માણસ રૂપીઆ ૨૫૦૦ ને બદલે રૂપીઆ ૧૪૯૩૩ ને ૮૪ દોકડા મેળવે એટલે પોતે મુકેલા મુદ્દલથી પાંચ ગણા વ્યાજના પણ, પોતાના મુદ્દલ સાથે મેળવે આથી વળી સ્પષ્ટ છે કે જો તે માણસ અલગ અલગ ૨૫ બેંકમાં નાણાં ના રોકતાં એક સદ્ધર બેંકમાં રૂપીઆ ૧૦૦ નીજ રકમ, દર વરસની શરૂઆતમાં, ૨૫ વરસ સુધી

મુકે તો, તે માણુસ એકજ બેંકમાંથી ૨૫ વરસની આખરે તેજ રકમ મેળવી શકે. વળી આ પણ સ્પષ્ટ છે કે કોઇ પણ માણુસ દર વરસની શરૂઆતમાં અમુક એકજ રકમ, એકજ બેંકમાં ૪ ટકાથી ૧૨ ટકા સુધીમાંના કોઈપણ એક પુર્ણાંક ટકાના એકસરખા દરે વ્યાજે મૂકે તો તે માણુસ, ૧ થી ૨૫ વરસો સુધીમાંના કોઇપણ વરસની આખરે કેટકેટલા મેળવે તે આ પુસ્તકમાં આપેલા બીજા, ત્રીજા, ને ચોથા કોઠાની મદદથી ત્રીરાશી મૂકતાં સહેજમાં જાણી શકાય.

આ પુસ્તકમાં આપેલા બીજા, ત્રીજા ને ચોથા કોઠાનો મદદથી જાણી શકાય છે કે અમુક એકજ રકમ. ૨૫ વરસ સુધી, દર વરસની શરૂઆતમાં, અમુક એકજ ટકાના (૪ થી ૧૨ ટકા સુધીમાંના કોઇપણ પુર્ણાંક ટકા) દરે, એક બેંકમાં કે ૨૫ બેંકમાં મૂકવામાં આવે તો ૨૫ વરસની આખરે ૪ ટકાના દરે લળભગ ૧ ૩/૪ ગણી, ૫ ટકા લેખે ૨ ગણી કરતાં કંઇક વધારે, ૬ ટકા લેખે ૨ ૧/૩ ગણી, ૭ ટકા લેખે ૨ ૭/૧૦ ગણી, ૮ ટકા લેખે લગભગ ૩ ૧/૬ ગણી, ૯ ટકા લેખે લગભગ ૩ ૭/૧૦ ગણી. ૧૦ ટકા લેખે લગભગ ૪ ૧/૩ ગણી, ૧૧ ટકા લેખે લગભગ ૫ ૧/૧૨ ગણી, ૧૨ ટકા લેખે વ્યાજ ગણતાં લગભગ ૬ ગણી થાય છે. આવીજ રીતે, ૧૦ વરસ, ૧૫ વરસ, ૨૦ વરસ, વગેરે (૧ થી ૨૫ વરસ સુધીમાંના કોઇ) વરસ માટે મુદ્દલ કરતાં, કેટલા ગણી થાય, તે બીજા, ત્રીજા ને ચોથા કોઠાની મદદથી સહેજમાં શોધી શકાય.

હવે બેંકો તો જનસમાજના પૈસા રોકે છે તે માટે જનસમાજને જ્યારે તેઓને જરૂર પડે ત્યારે તેઓના મુદ્દલ સાથે ઉપર જણાવ્યા મુજબ વ્યાજ ઉમેરી તેઓનાં નાણું પાછાં વાળે છે, પણ આ બેંકોજ જેવું જનસમાજમાં કામ કરતી. કેટલીક કંપનીઓ, જનસમાજને મોટી મોટી લાલચો આપી તેઓની લાલચોમાં લલચાનારા જનસમાજ પાસેથી, ઘણું ખરૂં દર વરસે અમુક એકજ રકમ, ૧૦ વરસ સુધી, ૧૫ વરસ સુધી, ૨૦ વરસ સુધી. ૨૫ વરસ સુધી કે છેવટમાં ૩૦ વરસ સુધી લે છે. આ જે રકમ તે કંપનીઓ લે છે, (તે રકમનું) તેવી રીતે રકમ રોકનારને, ઘણી ખરી વખતે વ્યાજ આપતી નથી, વળી કેટલીક વખતે કંઈક મુદ્દલ પણ ઓછું આપે છે, કોઇક વખતે મુદ્દલ ઉપરાંત કંઇક રકમ આપે છે તો તે હસી નાંખવા જેવી નજીવી આપે છે, વળી જો કોઈ તેઓની લાલચમાં ફસાનાર માણુસ, સંજોગોવશાત્, ફકત બે કે ત્રણ વખત ત્યાં પોતાનાં નાણું રોકી શકે તો તે મુદ્દલ પણ તેવા માણુસને આપતી નથી. તેવા મુદ્દલના માલીક, હકદાર તેજ થઇ બેસે છે. આ કંપનીઓમાંની કોઇ કોઈ કંપનીઓ, છેલ્લે બતાવેલી, બે કે ત્રણ વખતની રકમ નહી પચાવી પાડવાની સાહુકારી બતાવે છે, પરંતુ બારીકીથી તે તપાસી જોતાં તે રકમ છેવટે તેવી કંપનીઓ, પચાવી પડયા બરાબરજ થાય છે. દુનીઆમાં આ કંપનીઓ સિવાય કોઈપણ સ્થળે આવું જોવામાં આવતું નથી કે નાણાં રોકનારને, નાણાં રાખનાર, તેઓના પૈસા વાપરી સામું નુકશાન કરે. નાણાં રાખનારે, નાણાં રોકનારનાં, નાણાં પોતે વાપર્યા બદલ અને નાણાં રોકનારે પોતાનાં નાણાંની અગવડ વેઠયા બદલ, નાણાં રોકનારને નાણાં રાખનારે, ચાલુ વ્યાજના દરે મુદ્દલ ઉપરાંત વ્યાજ તરીકે વધારે આપવુ જોઇએ એ ન્યાયની રીત છે

કદાચ નાણાં રાખનાર પોતાની ગરજ સાથે નાણાં રોકનારની વધારે ગરજ ગણી ચાલુ વ્યાજના દર કરતાં કંઇક ઓછો વ્યાજનો દર ગણી વ્યાજ સાથે મુદ્દલ આપે તો તે વ્યવહારૂ રીત છે. પરંતુ નાણાં રાખનાર, નાણાં રોકનારને, વ્યાજ પણ ના આપે, મુદ્દલમાં પણ કોઈ કોઇ વખતે ઓછું આપે, વળી નાણાં રોકનારનું કોઇ કોઇ વખત બધું મુદ્દલ પણ ખાઈ જાય, એ તો ઉલટી અને અન્યાયનીજ રીત કહેવાય, કદાચ આવી કંપનીઓ એમ દલીલ કરે કે, અમને બીલકુલ ગરજ નથી. ગરજ નાણાં રોકનારને છે કે જેઓ અમારી સાથે કામ પાડી તેઓનાં નાણાં અમારે ત્યાં રોકે છે. માટે અમે અમારી મરજી મુજબ વર્તવાને સ્વતંત્ર છીએ, જો કે આ દલીલ તદ્દન નકામી છે કારણ કે સામસામા બે પક્ષની ગરજ વગર વહેવાર ચાલતો નથી, વળી આ કંપનીઓ પણ પોતાના સાગરીતો ( દલાલ ) દ્વારા જનસમાજને તેઓના તરફ આકર્ષે છે તે શું તેઓની ગરજ વગર? છતાં પણ ઘડીક ભર માટે માની લઇએ તો પણ શું આવી કંપનીઓ પુરેપુરાં મુદ્દલ નાણાં ગળી શકે કે? વ્યાજની બાબતમાં ગરજનો સવાલ હોઈ શકે, નહી કે મુદ્દલની બાબતમાં? મુદ્દલ તો પુરેપુરાં પાછાં વાળવાંજ જોઇએ. ઉપર જણાવ્યા મુજબ જો તેઓ ગરજ નથી એમ દલીલ કરે તો તે તદ્દન ગેરવ્યાજબીજ છે છતાં પણ તે માની લઇએ તો પણ તેનો ખુલાસો ઉપર જણાવ્યા મુજબ થઇ શકે છે, તેઓએ રાખેલી મોટી મોટી ઓફીસો, તેઓના રાખેલા સાગરીતો ( દલાલ ) વગેરે સાબીત કરે છે કે તેઓને જનસમાજ કરતાં પણ વધારે ગરજ છે. આથી પણ જો તેઓ એમ દલીલ કરે કે અમોને ગરજ નથી. તો તે પણ ખોટી ઠરે છે. આ પ્રમાણે હોવાથી તે કંપનીઓ, અને જનસમાજ એ બન્ને પક્ષને સામસામી ગરજ છે એમ ગણી શકાય અને આથી કરીને તેવી કંપનીઓએ વ્યાજ આપવાની બાબતમાં વ્યવહારૂ રીત તો વાપરવીજ જોઇએ, બેંક જેવું કામ કરતી આ કંપનીઓ ભલે જનસમાજનાં નાણાં રોકે પરંતુ તે જનસમાજની સાથે, પોતાની પણ ગરજ છે એમ જાણી, બેંક કરતાં કંઇક એકાદ ટકા ઓછા વ્યાજના દરે, જનસમાજ જે પ્રમાણે હકદાર હોય તેમ પાછાં વાળે, તો તે માટે કંઈ, જનસમાજને કંઇ બોલવાનું રહે નહિ, નહિ તો આવી કંપનીઓ જનસમાજ સાથે અન્યાયથી વર્તે છે એમજ કહી શકાય. જનસમાજ બેંકોમાં નાણાં ના મૂકતાં, તેઓને ત્યાં લલચાઇ, તેઓને ત્યાં નાણાં રોકે, તે શું તેવી કંપનીઓને ઓછો લાભ છે.

વળી જનસમાજનાં તેઓને ત્યાં રોકાયેલાં નાણાંનું, ફાવે તેટલા ટકા વ્યાજ ઉપજાવી, ફાવે તેટલો નફો કરે, એ પણ શું ઓછો લાભ છે. છતાં પણ આવી કંપનીઓ, અગાઉ જણાવ્યા મુજબ, અન્યાયની રીત વાપરે તો, તેવી કંપનીએને શી ઉપમા આપવી, તે બાબત, વાંચનારે વિચાર કરી લેવો. કારણ કે આ કંપનીઓ, તેઓનાં કેટલાક શિકારનાં નાણાં પુરેપુરાં ગળી જાય છે, તેઓના કેટલાક શિકારને, તેઓનાં મુદ્દલ નાણાં કરતાં ઓછાં નાણાં આપે છે. તેઓના કેટલાક શિકારને બિલકુલ વ્યાજ પણ મળતું નથી, ફકત તેઓના કેટલાક નજીવા શિકારને કંઈક વ્યાજ જેવું મળે છે પરંતુ તે કઇ હાંસી કરાવે તેવા રૂપનું, અલબત્ આવી કંપનીઓની એક જોખમદારી છે પરંતુ તેને માટે ઉપર જણાવેલા બે લાભ પુરતાજ છે. તો પછી તે શામાટે જનસમાજનાં નાણાં ગળી શકે? શું જનસમાજને, આ માટે સાવધ થઇ, તેવી કંપનીઓ સાથે, વ્યાજના ટકા ચોકસ કરી

ચક્રવૃદ્ધિ વ્યાજે નાણાં રોકવાની જરૂર નથી. જનસમાજના ગણિતના અજ્ઞાનનો લાભ લઈ, જનસમાજને નુકસાન કરનાર, ભણેલા, ગણેલા, ઉસ્તાદ, શ્રીમંતોથી, ચાલતી આવી કંપનીઓ ઠગ નહિ? આ કંપનીઓ અગાઉ તો જનસમાજને ઘણુંજ ઠગતી હતી, તે વખતે તે વ્યાજ તો ઘણા ખરા ને આપતીજ નહિ, વળી ઘણાખરાને મુદ્દલમાંથી પણ ઘણું ઓછું આપતી. વળી કેટલીક વખત તો નાણાં રોકનારની ગરીબાઈનો લાભ લઇ, તેવા ગરીબનાં બધાં નાણાં ગળી જવાનું ચુકતી પણ નહિ. પરંતુ વખત જતાં, જનસમાજ, તેઓનો અન્યાય અને ઠગ વિદ્યા સમજી જશે એમ ધારી, તેઓની રીતભાતમાં, કેટલાક ફેરફાર તેવી કંપનીઓએ કર્યા છે. આથી જનસમાજને કંઇક નજીવો ફાયદો થયો છે. આ પ્રમાણે આ કંપનીઓ જનસમાજને નુકશાન કર્તા છે છતાં પણ જનસમાજને તે પરમાર્થી છે એમ દેખાય છે, તેનું કારણ ફક્ત આ કંપનીઓ, તેઓને ત્યાં નાણાં રોકનાર જનસમાજમાંના, ફક્ત ઘણાજ થોડાકની, મરતી વખતની, નાણાંસબંધી ચિંતામાંની, કંઇક ચિંતા ઓછી કરે છે. અર્થાત્ તેઓના વારસોનું, કંઇક સામટી રકમ મળવારૂપે ભલું થાય છે. અત્યાર સુધીના લખાણપરથી, વાંચનાર સમજી શકયા હશે કે આ કંપનીઓ તે બીજી કોઈજ નહિ, પરંતુ દુનીઆ પર ચાલતી, જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ છે.

હવે વીમા કંપનીઓ જનસમાજને કેવી રીતે નુકશાન કરે છે તે સમજવાને ધારી લઇએ કે વીમા કંપનીઓ એંક માફક વ્યાજ ગણી, પ્રીમીયમ ભરનારને કલેઇમ ચુકાવે તો, વીમો ઉતરાવનારને કલેઈમ તરીકે, કેટલા રૂપીઆ મળી શકે. તો આ પુસ્તકમાં આપેલા બીજા ત્રીજા ને ચોથા કોઠા મુજબ, વીમો ઉતરાવનારને, જો તેને દર વરસે, રૂપીઆ ૧૦૦ નો હપતો ભરવો શરૂ કરી, ૨૫ વરસમાં રૂપીઆ ૨૫૦૦ ભર્યા હોય તો, તે મુદ્દલમાં વ્યાજ ઉમેરાતાં, રૂપીઆ ૨૫૦૦ ને બદલે, અનુક્રમે, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨ ટકા લેખે વ્યાજ ગણતાં, અનુક્રમે રૂપીઆ, ૪૩૪૧ ને ૬૧ દોકડા, રૂા. ૫૦૦૭ ને ૧૭ દોકડા, રૂા. ૫૮૧૪ ને ૪૬ દોકડા, રૂા. ૬૭૬૭ ને ૫ દોકડા, રૂા. ૭૯૦૦ ને ૫૫ દોકડા, રૂા ૯૨૩૧ ને ૨૯ દોકડા, રૂા. ૧૦૮૧૭ ને ૬૮ દોકડા, રૂા. ૧૨૬૯૯ ને ૨૩ દોકડા, રૂા ૧૪૯૩૪ ને ૩૪ દોકડા મળી શકે.

આથી કંઈક સત્યને લગતું પ્રમાણ નીકળે કે, વીમો ઉતરાવનારને, તેણે દર વરસના હપતાથી ૨૫ વરસ સુધી, પ્રીમીયમ તરીકે ભરેલા કુલ રૂપીઆથી, ૪ ટકા લેખે વ્યાજ ગણતાં પોણાબે ગણા મળી શકે, ૫ ટકા લેખે વ્યાજ ગણતાં, બમણા કરતાં કંઇક વધારે મળી શકે. ૬ ટકા લેખે વ્યાજ ગણતાં ૨ ૧/૩ ગણા મળી શકે. ૭ ટકા લેખે વ્યાજ ગણતાં, ૨ ૭/૧૦ ગણા મળી શકે. ૮ ટકા લેખે વ્યાજ ગણતાં, ૩ ૧/૬ ગણા મળી શકે. ૯ ટકા લેખે વ્યાજ ગણતાં, ૩ ૭/૧૦ ગણા મળી શકે. ૧૦ ટકા લેખે વ્યાજ ગણતાં ૪ ૧/૩ ગણા મળી શકે. ૧૧ ટકા લેખે વ્યાજ ગણતાં ૫ ૧/૧૨ ગણા મળી શકે, અને ૧૨ ટકા લેખે વ્યાજ ગણતાં તેણે ભરેલા કુલ પ્રીમીયમના રૂપીઆથી ૨૫મા વરસની આખરે ૬ ગણા મળી શકે. આ પ્રમાણુની મદદથી દર વરસના હપ્તાથી ૨૫ વરસ સુધીના, ૨૫ હપ્તાના પ્રીમીયમ તરીકે ભરેલા કુલ રૂપીઆને બદલે આશરે કેટલા રૂપીઆ

મળી શકે તે સહેજમાં શોધી શકાય. દાખલા તરીકે રૂ. ૬૦ નો દર વરસનો હપતો હોય તો ૨૫ વરસના ૨૫ હપતાના રૂ, ૧૫૦૦ થયા, તો આ રૂપીઆ ૧૫૦૦ ને બદલે ચાર ટકા લેખે વ્યાજ ગણુતાં ૧૫૦૦×૭/૪=રૂ ૨૬૨૫ આશરે મળી શકે. ૫ ટકા લેખે વ્યાજ ગણુતાં ૧૫૦૦×૨=૩૦૦૦ આશરે મળી શકે. ૬ ટકા લેખે વ્યાજ ગણુતાં ૧૫૦૦×૭/૩=૩૫૦૦ આશરે મળી શકે. ૭ ટકા લેખે વ્યાજ ગણુતાં ૧૫૦૦×૨ ૭/૧૦=૪૦૫૦ આશરે મળી શકે. ૮ ટકા લેખે વ્યાજ ગણુતાં ૧૫૦૦×૩ ૧/૬=૪૭૫૦ આશરે મળી શકે. ૯ ટકા લેખે વ્યાજ ગણુતાં ૧૫૦૦×૩ ૭/૧૦=૫૫૫૦ આશરે મળી શકે. ૧૦ ટકા લેખે વ્યાજ ગણુતાં ૧૫૦૦×૪ ૧/૩=૬૫૦૦ આશરે મળી શકે ૧૧ ટકા લેખે વ્યાજ ગણુતાં ૧૫૦૦×૫ ૧/૧૨=૭૬૨૫ આશરે મળી શકે. ૧૨ ટકા લેખે વ્યાજ ગણુતાં ૧૫૦૦×૬=૯૦૦૦ આશરે મળી શકે આવી રીતે આ પુસ્તકની અંદર આપેલા કોઠાની મદદથી ૧ થી ૨૫ વરસ સુધીમાંના કોઇ પણ વરસ માટે દર વરસના હપતાથી, ભરેલા પ્રીમીયમના કુલ રૂપીઆથી કેટલા ગણા મળી શકે તે શોધી શકાય. વળી આ પુસ્તકમાં આપેલા બીજા, ત્રીજા ને ચોથા કોઠામાં દર વરસે, વરસના હપતાથી ૧૦૦ રૂપીઆ પ્રીમીયમ ભરનાર, ૧ થી ૨૫ વરસ સુધીમાંના કોઇપણ વરસની આખરે અનુક્રમે ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨ ટકાના વ્યાજના દરથી અનુક્રમે, કેટ કેટલા રૂપીઆ મેળવી શકે, તે પણ સ્પષ્ટ રીતે સમજાવેલું છે. આ ઉપરથી પણ પ્રમાણ માંડીને નીચે મુંજબ કુલ પ્રીમીયમની ભરેલી રકમને બદલે કેટલી રકમ મેળવી શકાય તે શોધી શકાય દાખલા તરીકે ૧૦ વરસમાં ૬૦ રૂપીઆના દર વરસના હપતાથી, ૧૦ હપતાના રૂપીઆ ૬૦૦ ભર્યા તો તે બદલ વીમા કંપનીમાંથી કેટલા મેળવી શકાય. આ પુસ્તકમાં આપેલા કોઠામાંથી મળી આવે છે કે દર વરસના ૧૦૦ રૂપીઆના હપતાથી ૧૦ વરસની આખરે ૪ ટકાનું વ્યાજ ગણુતાં ૧૨૪૮ રૂપીઆ ને ૬૬ દોકડા મેળવી શકાય તો ત્રીરાશીની રીતે—દર વરસનો હપતો રૂપીઆ ૧૦૦ હોય તો ૪ ટકા વ્યાજ ગણુતાં રૂ. ૧૨૪૮–૬૬ દોકડા, તો ૬૦ રૂપીઆનો દર વરસનો હપતો હોય તો ચાર ટકાનું વ્યાજ ગણુતાં કેટલા રૂપીઆ ? જવાબ રૂ. ૭૪૯–૨૦ દોકડા મેળવી શકાય. આવીજ રીતે ૪ થી ૧૨ ટકા સુધીમાંના કોઇ પણ પુર્ણાંક ટકાના દરે કેટલા મેળવી શકાય તે શોધી શકાય

હવે વિચારવું જોઇએ કે આ પ્રમાણે જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ, તેઓને ત્યાં વીમો ઉતરાવનારને તેની પાસેથી કુલ પ્રીમીયમ તરીકે લીધેલા રૂપીઆનો બદલો આપે છે ? જીંદગીના વીમા ઉતારનારી બધી કંપનીઓની પોલીસીઓ, અને તેઓની શરતો અને તેઓ તરફથી વીમો ઉતરાવનારાને મળતી રકમો, બારીક અવલોકનથી તપાસી જોતાં આપણને ઘણીજ નવાઇ લાગશે, અને વીમો ઉતરાવનાર. જનસમાજના અજ્ઞાનનો લાભ આ કંપનીઓ કેવી રીતે લઇ રહી છે તે સ્પષ્ટ થશે. અને ગરીબ જનસમાજના નુકશાન તરફ જોતાં આપણને જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓની પદ્ધતિ તરફ તિરસ્કાર ઉત્પન્ન થયા વગર રહેશે નહિ અને આપણાથી બોલ્યા સિવાય રહેવાશે નહિ, કે હાલની જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ એક પ્રકારના સુધરેલા ઠગની ટોળીઓ છે. આ પુસ્તકમાં આપેલા બીજા ત્રીજા ને ચોથા કોઠા પરથી માલમ પડે છે કે **જો વીમા ઉત-**

રાવનાર અમુક વરસો (બીજા કોઠા પરથી વ્યાજનો હિસાબ તપાસી નક્કી કરી લેતાં નીકળે તે વરસો) ઉપરાંત, અને જેટલાં વરસનો વીમો ઉતરાવ્યો છે તે વરસોની હદની અંદર જેટલું વધારે જીવ્યો, તેટલું વધારે નુકશાન પોતાના વારસોના હકમાં કરશે, વળી એ પણ સ્પષ્ટ છે કે જે વીમો ઉતરાવનાર જેટલાં વરસોનો વીમો ઉતરાવેલો હોય તેટલાં પુરેપુરાં જીવ્યો તોપણ તે આ પુસ્તકમાં આપેલા બીજા કોઠા મુજબ, પ્રીમીયમ તરીકે ભરેલા કુલ રૂપીઆના બદલામાં ઓછામાં ઓછા ૪ ટકાના વ્યાજના દરવાળી રકમ (વ્યાજ મુદ્દલ) મેળવી શકશે નહિ, અને તે ઘણું ઠગાયો છે એમ તેને માલમ પડશે. આ પણ વીમો ઉતરાવનારે, પોતાના વારસોના હકમાં નુકશાન કરેલુંજ ગણાય. ઉપરની બાબત બરાબર સમજવાને માટે બબ્બે ભાઇબંધોનો દાખલો લઇએ તો ઠીક ગણાશે. ધારો કે બે ભાઈબંધ છે. તેમાંના એકે ૨૫ વરસ માટેનો પોતાનો વીમો ઉતારવાનું પસંદ કીધું બીજાએ બેંકમાં વ્યાજે નાણાં મુકવાનું પસંદ કીધું. ધારો કે પહેલા ભાઈબંધે ઓરીએન્ટલ ઇન્સ્યુરંસ કંપનીમાં પોતાની જીંદગીનો રૂપીઆ ૫૦૦૦નો, ૨૫ વરસની હદવાળી વગર નફાની પોલીસીથી વીમો ઉતરાવ્યો, અને પહેલો દર વરસનો હપતો રૂપીઆ ૨૫૦ ને ૧૦ આનાનો શરૂ કરી, એમ દર વરસે, પચીસ વરસ સુધી, ૨૫ હપતાથી તેણે પ્રીમીયમ ભરી દીધાં, આથી આ ભાઇબંધે રૂ. ૨૫૦–૧૦–૦×૨૫=રૂ. ૬૨૬૫–૧૦–૦ વીમા કંપનીમાં કુલ પ્રીમીયમના ભરી દીધાં હશે. જ્યારે વીમા કંપની તેણે ૨૫ વરસની હદ પુરી થઇ ગયેલી હોવાથી, તે ભાઈબંધને, તેના કલેઇમના રૂ. ૫૦૦૦–૦–૦ આપશે આથી આ ભાઇબંધે રૂ ૬૨૬૫–૧૦–૦ —રૂ ૫૦૦૦–૦–૦=રૂ. ૧૨૬૫–૧૦–૦, પોતાના મુદ્દલમાં નુકશાન કીધેલું ગણાશે. એટલે આ ભાઈબંધે પોતાના વારસના હકમાં મુદ્દલમાં નુકશાન કીધું. હવે બીજા ભાઈબંધે વ્યાજે નાણાં રોકવાનું પસંદ કીધેલું હોવાથી, ધારોકે તેણે, બેંકમાં, વ્યાજે નાણાં, દર વરસની શરૂઆતમાં રૂા. ૨૫૦–૧૦–૦ મુકતા જઈ. ૨૫ વરસની આખરે, ૨૫ વરસ સુધી મુકેલાં ૨૫ વખતનાં, તે કુલ નાણાં તે સધ્ધર બેંકમાંથી પાછાં લીધાં, આથી તે ભાઈબંધે જો વ્યાજનો દર બેંક સાથે ૫ ટકા ઠરાવ્યો હશે, તો બેંકમાંથી (બીજા કોઠા મુજબ) રૂા. ૧૦૦=૨૫૦–૧૦–૦ રૂા. ૫૦૦૭–૧૭=જ રૂા. ૧૨૫૪૯–૪–૦ પચીસમા વરસની આખરે મેળવશે. એટલે કે રૂા ૧૨૫૪૯–૪–૦—રૂા. ૬૨૬૫–૧૦–૦ મુદ્દલ બાદ કરતા, ૬૨૮૩–૧૦–૦ વ્યાજ તરીકે મુદ્દલ ઉપરાંત મેળવશે. હવે પહેલા ભાઇબંધ સાથે સરખાવતાં, રૂા. ૬૨૮૩–૧૦–૦+૧૨૬૫–૧૦–૦=રૂા. ૭૫૪૯–૪–૦ પહેલા ભાઇબંધે પોતાના વારસના હકમાં નુકશાન કર્યું ગણાય જ્યારે વીમા કંપનીએ ઓછામાં ઓછો નફો, આ પ્રીમીયમ ભરનાર પાસેથી રૂા. ૭૫૪૯–૪–૦ મેળવેલો ગણી શકાય, વીમા કંપની કંઇ ફક્ત ૫ ટકાજ વ્યાજનો દર ના ઉપજાવે, તે તો વ્યાજનો દર ઘણોજ સારો ઉપજાવી શકે. તેઓ ૬થી ૧૨ ટકાનો દર સહેજમાં ઉપજાવી શકે, એટલે કે તેઓએ આ એકજ ધરાકમાંથી, ઘણો સારો નફો મેળવેલો ગણી સકાય

હવે બીજા બે ભાઇબંધોમાંના એકે, ૨૫ વરસની હદવાળો વીમો ઉતરાવ્યો અને ચૌદ હપ્તા (પ્રીમીયમ) ભરીને, ચૌદમા વરસની આખરે મરણ પામ્યો. આથી આ ભાઇબંધે રૂા. ૨૫૦–૧૦–૦×૧૪=રૂા. ૩૫૦૮–૧૨–૦ વીમા કંપનીમાં ભર્યા હશે જ્યારે તેના

વારસને વીમા કંપનીમાંથી રૂા. ૫૦૦૦–૦–૦ મળશે: આથી તેના વારસને, રૂા. ૫૦૦૦–૦–૦ —૩૫૦૮–૧૨–૦ =રૂા. ૧૪૯૧–૪–૦, વ્યાજનો હિસાબ ના ગણે તો નફા તરીકે લાગશે. પરંતુ જો ટકાનો વ્યાજનો હિસાબ ગણે તો, બીજો ભાઇબંધ ૧૪ મા વરસની આખરે, ૫ ટકાના વ્યાજના દરે, જે રકમ મેળવવાને હકદાર હોય તે સાથે સરખાવતાં ખબર પડે. આથી ૧૦૦ રૂપીયાના હપતાના, ચૌદમા વરસની આખરે, ૫ ટકા લેખે, રૂા. ૨૦૫૭–૫૦ દોકડા મળે તો, રૂપીઆ ૨૫૦–૧૦–૦ ના હપતાના ચૌદમા વરસની આખરે કેટલા મળે. જવાબ ૫૧૫૭–૧૦–૦. બીજો ભાઇબંધ બેંકમાંથી ચૌદમા વરસની આખરે મેળવી શકે. એટલે કે આગલા ભાઇબંધના વારસને રૂા. ૫૧૫૭–૧૦–૦ —૫૦૦૦–૦–૦ =૧૫૭–૧૦–૦ નુકશાન થયેલું ગણી શકાય, વળી જો બીજો ભાઇબંધ, ૫ ટકાના વ્યાજના દર કરતાં, જેટલા ટકા વધારે વ્યાજ ઉપજાવે તેટલું વધારે નુકશાન, પહેલા ભાઇબંધના વારસને થએલું ગણી શકાય (એટલે પેહેલો ભાઇબંધ જો ચૌદ વરસ કરતાં વધારે જીવ્યો હોત અને ૨૫ વરસની અંદર જેમ જેમ મોડો મુઓ હોત તો તે વધારે નુકશાન પોતાના વારસને કરે, આ પ્રમાણે કોઇપણ વીમો ઉતરાવનાર, બીજા ત્રીજા ને ચોથા કોઠાની મદદથી પોતાને માટે અમુક વરસની હદ વ્યાજ સાથે સરખાવી નકકી કરી શકે, અને પોતાના વારસને કયા વરસ પછી નુકશાન થવા લાગશે તે શોધી શકે) વ્યાજનો દર અનુક્રમે, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨ ટકા ગણવામાં આવે તો તે પ્રમાણે અમુક વરસની હદ, ૧૪ વરસ કરતાં પણ ઉપરના દાખલામાં નીચે નીચે ઉતરતી જાય આ પ્રમાણે જોતાં વીમો ઉતરાવનાર, આ બીજા કોઠા પરથી શોધી શકાતાં અમુક વરસની હદ ઉપરાંત જીવે, તો તે વધારે વધારે નુકશાન કરે એ સ્પષ્ટ છે. આવી રીતે હાલની ચાલતી, જીંદગીના વીમા ઉતારનારી બધી કંપનીઓની, જુદી જુદી પોલીસી, અને તે પરથી મળતી રકમો, શોધવી, આ સ્થળે અશકય છે, વાંચનાર જો વીમો ઉતરાવવા ઇચ્છે તો તે વખતે તે પોલીસીની વ્યાજ સાથે સરખામણી કરી શકે (એકંદરે વીમા કંપનીમાં વીમો ઉતરાવવા કરતાં, બેંકમાં વ્યાજે નાણાં રોકવાં એજ જન સમાજ માટે ફાયદાકારક છે. છતાં પણ કોઇને વીમો ઉતરાવવાની ઇચ્છા થાય તો) જેમ જેમ વીમો ઉતરાવવા ઇચ્છનાર, આ પુસ્તકમાં આપેલા બીજા કોઠાની મદદથી, વીમા કંપનીની પોલીસીઓ સાથે સરખામણી કરતો જશે, તેમ તેમ તેણે, પોલીસીઓથી મળતાં નાણાં, ઘણાંજ ઓછાં મળે છે એમ તેની ખાત્રી થશે. ઘણી વખતતો તેણે નુકશાનનો વીચાર કરતાં ઘણી નવાઇ પણ લાગશે આ પ્રમાણે એકંદરે બારીકાઇથી તપાસતાં જણાશે કે, જીંદગીનો વીમો ઉતરાવનાર જનસમાજ, તેઓના અજ્ઞાનથી ઘણી ખરી વખત, તેઓના વારસોના હકમાં, ઘણું નુકશાન કરે છે. જ્યારે જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ, વીમો ઉતરાવનાર જનસમાજને થતું કુલ નુકશાન, નફા તરીકે પોતે મેળવે છે એટલુંજ નહિ પરંતુ વધારેમાં, વીમા ઉતરાવનાર જનસમાજનાં, પ્રીમીયમ તરીકે ભરાયેલાં નાણાંનું સારૂં વ્યાજ, ઉત્પન્ન કરી (વ્યાજના ટકા વધારે ઉપજાવી) તે નફો પણ તેઓજ લે છે. કેટલીક જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓએ, ઠામઠામ આલીશાન મકાનો બાંધ્યાં છે તેથી, તથા દર વરસે કેટલાક ભણેલા શ્રીમંત ઉસ્તાદોથી, જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ નવી નવી સ્થપાય છે તેથી સાબીત થાય છે કે, જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ, જનસમાજના

અજ્ઞાનનો લાભ લઇ, જનસમાજને પુષ્કળ નુકશાન કરી ઘણોજ સારો નફો કાઢે છે. જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ દર વરસે વધતીજ જાય છે તેનું ખરૂં કારણ તો એજ છે કે, અજ્ઞાન જનસમાજને, નવી નવી જાતની પોલીસી રૂપી, દાવપેચમાં લલચાવી, સપડાવી, તેઓની પાસેથી પ્રીમીયમ રૂપે નાણાં કઢાવી, વીમો ઉતરાવનાર જન સમાજને, વ્યાજખાધ. તથા કોઇક વખતે, મુદ્દલમાં પણ ખાધ આપી, સારી રીતે યુકતી પ્રયુકતીથી. જન સમાજને છળવા, લાગવગ ધરાવતા, ભણેલા ગણેલા, શ્રીમંત ઉસ્તાદો, જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓનું કામ, ઘણુંજ ફાયદા કારક ગણી લલચાય છે તે છે. કોને પારકે પઇસે પરમાનંદ થવાનું ના ગમે? જીંદગીના વીમા ઉતારનારી કોઇપણ કંપનીને નથી પડી પ્રીમીયમ ભરનારની કે તેના વારસની ફીકર, પણ તેઓને, જનસમાજને કેમ દાવપેચમાં લેવો તેનીજ ધુન લાગેલી છે; અને તેથી તે જન સમાજને લલચાવવા નવી નવી પોલીસીઓ બહાર પાડે છે. જો જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ, વીમો ઉતરાવનાર અમુક વરસ ( બીજા, ત્રીજા ને ચોથા કોઠા ઉપરથી શોધી શકાય તે ) ઉપરાંત વધારે જીવ્યો તો તે વીમો ઉતરાવનારનેજ નુકશાન કરે, તો પછી જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ વીમો ઉતરાવનારના વારસનું ભલું કરનાર છે એમ કહેવાય શી રીતે! શું તેઓ બધાજ પ્રીમીયમ ભરનારના વારસોનું ભલું કરે છે કે? પ્રીમીયમ ભરનારના વારસોમાંના સેંકડે ૧૦ ટકાનું ભલું અને સેંકડે ૯૦ ટકાને નુકશાન થતું નહિ હોય? જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ, તથા તેના દલાલો, વળી વારસોના હિત ઉપરાંત મગરૂરી લઇને, જન સમાજને લલચાવા નીકળી પડયા છે કે, તેઓ વીમો ઉતરાવનાર જનસમાજનાં નાણાં, સેવીંગ કરી જનસમાજપર પરોપકાર કરી રહ્યા છે. શું આ દલીલ તેઓની વ્યાજબી છે? જો તેઓ આ પ્રકારની સેવીંગની બડાઈ મારતા હોય તો તેઓ બે કે ત્રણ પ્રીમીયમ ભરનારની પોલીસી રદ કરી તેઓનાં નાણાં પચાવી શકે કે? તેઓના કહેવા મુજબ તો તેઓ જનસમાજના સેવીંગ કરનાર હોવાથી, પ્રીમીયમ ભરનાર જનસમાજનાં નાણાં તેઓએ વ્યાજ સાથે પાછાં વાળવાં જોઇએ. જો જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ, જનસમાજનાં નાણાં સેવીંગ કરવાનો પરોપકાર કરતી હોય એમ જણાવતી હોય તો તે કંપનીઓ, અત્યાર સુધી, જે પ્રીમીયમ ગરીબ જનસમાજનાં પોલીસી રદ કરી પચાવી ગઈ છે, તે તેઓને વ્યાજ સુદ્ધાં પાછાં વાળશે કે? અરે વ્યાજ ના આપે તો કંઇ હરકત નહિ પરંતુ મુદ્દલ પણ તેઓને બોલાવી પાછા આપશે કે? જો આ પ્રમાણે તેઓ, ગરીબ જનસમાજનાં નાણાં પાછાં વાળે તો તે કંઇક સેવીંગ કરવાનો હક ધરાવનાર છે એમ કહેવાય, નહિ તો તે જનસમાજને ઠગવા માટે આવાં, સેવીંગ કરવા રૂપી પરોપકાર જેવાં બણગાં મારે છે એમ ગણી શકાય. જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ તથા તેના સાગરીતો (દલાલો) :વળી હાલમાં મગરૂરી લઇને, જનસમાજને લલચાવા નીકળી પડયા છે કે તેઓ જનસમાજને ખાસ ફરજીઆત સેવીંગ કરાવનાં શીખવી, તેઓને ફાયદો કરે છે વાહ! આ વાત તો ઘણીજ મજાની! પરતુ તેઓ જનસમાજને એમ કાં નથી સમજાવતા કે તમો વીમો ઉતરાવશો તો, તમારા સેવીંગ થતા પઇસામાં તમે વધારે જીવશો તો તમોને આટલી

અધી વ્યાજખાધ ભોગવવી પડશે, આટલી રકમ, તમારા મુદ્દલમાં પણ તમોને ઓછી મળશે. વળી, તમે બે કે ત્રણ પ્રીમીયમ ભરી અશકત થશો તો પછી તમે હાવે તેટલા ગરીબ કે અનાથ હશો તો પણ અમેજ તે ગળી જઇશું, આ પ્રમાણે જણાવે તો જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓને કેવી મજા પડે? શું શીઆળ અને બગલાની મીજબાની જેવો, જન સમાજ અને વીમા કંપનીઓનો દેખાવ ના થાય? આ ઉપરથી જનસમાજ સમજી શકશે કે વીમા કંપનીઓની, જનસસાજનાં નાણાં સેવીંગ કરવાની બડાઇ વ્યાજબી છે કે? જો જન સમાજનાં પ્રીમીયમ તરીકેનાં નાણાં, વીમા કંપનીઓ, સેવીંગ તરીકે રાખવાનો દાવો કરતી હોય તો, પછી તેઓએ, પ્રીમીયમ ભરનાર જનસમાજને વ્યાજ ખાધ પણ શા માટે આપવી જોઇએ? ખરી વાત તો એજ છે કે વીમો ઉતરાવનાર જનસમાજ, ગણિતજ્ઞાનની બેદરકારી ને લઇને તેઓના આ દાવપેચની સામે થઇ શકતો નથી અને અજ્ઞાનથી, તેઓના વારસના હિત સાથે, સેવીંગનું બ્હાનું ઉમેરાતાં, લલચાઇ વીમો ઉતરાવવો પસંદ કરે છે અને બેંકના સેવીંગથી દુર થઇ, વીમા કંપનીથી, અગાઉ જણાવેલા બે ભાઇબંધોમાંના એક ભાઇબંધના દ્રષ્ટાંત માફક, વીમા કંપનીથી ઠગાય છે.

**હાલની વીમાની કંપનીઓ એક પણ એવો દાખલો બતાવી શકશે કે જેમાં વીમો ઉતરાવનાર માણસ, વીમો ઉતરાવેલાં વરસોની હદ પહેલાં ના મુઓ તો તે ઠગાયો નથી. વળી તે કંપનીઓ તે પણ ખુલાસો કરી શકશે કે ફકત એક, બે, કે ત્રણ હપ્તાનાં પ્રીમીયમ ભરનાર, ગરીબાઈ, કે અપંગ થવાના સબબથી વધુ પ્રીમીયમ ના ભરી શકયો, તો તે ગરીબ પ્રીમીયમ ભરનારને, તેનાં મુદ્દલ નાણાં વ્યાજ સાથે કે વ્યાજ વગર પાછાં આપ્યાં છે, વળી હાલની જીંદગીના વીમા ઉતારનાર કંપનીઓ એ પણ ખુલાસો કરી શકશે કે, વીમો ઉતરાવનાર માણસ, અમુક વરસો** (આ પુસ્તકમાં આપેલા બીજા કોઠાપરથી, કુલ ભરેલા પ્રીમીયમ ઉપર વ્યાજનો ચડાવો કરતાં, જે વરસ નીકળે તે) **ઉપરાંત અને જેટલાં વરસો માટેનો વીમો છે, તે વરસોની અંદર, જેટલું વધારે વરસ જીવ્યો તેટલું વધારે ઠગાયો નથી, અર્થાત તેના વારસને તેટલું વધારે નુકશાન થયું નથી. વળી હાલની જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ, એ પણ ખુલાસો કરી શકશે કે જો વીમો ઉતરાવનાર, જેટલાં વરસોનો વીમો ઉતરાવ્યો છે, તેટલાં વરસમાંથી અડધાં વરસ પહેલાં બહુ ગરીબાઈમાં આવી ગયો અને પોતાનાં વધુ પ્રીમીયમ ભરવાને અશકત થયો તો તેને, તેના ઉતરાવેલા વીમાના નાણાં ની અડધી રકમ રોકડી આપી છે.** ખરેખર હાલની જીંદગીના વીમા ઉતારનારી, સઘળી વીમા કંપનીઓની, બધી જાતની પોલીસીઓ, બારીકીથી અવલોકતાં દેખાઇ આવે એમ છે કે, હાલની તેઓની રીતભાત તેઓની મરજી એજ કાયદો એ પ્રમાણેની છે. જનસમાજના અવાજ જેવું તેમાં કંઇ દેખાતું નથી. વીમા કંપનીની પોલીસી, (કે જે તેઓની મરજી ગણાય) ઉપર જનસમાજનો આધાર છે. વીમા કંપનીઓએ પોતાની પોલીસીઓ, એવી યુકતી પ્રયુકતીથી ગોઠવી છે કે. જેનો જનસમાજ બારીકીથી વિચાર ના કરે તો, એકદમ

તે તરફ વીમો ઉતરાવવા દોડી જાય. જનસમાજના વારસોનું ભલું કરવાનો દાવો ધરાવનાર, જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓએ, જનસમાજના, ગણિત સમ્બંધી અજ્ઞાન, અને બે દરકારીનો લાભ લઈ, પોલીસીની શરતો રૂપી દાવપેચથી, પોતાના સ્વાર્થની ધુનમાં, જન સમાજને, ગુપ્ત રીતે નુકશાન કરવું એ શું વ્યાજબી છે? અલબત વીમો ઉતરાવનાર માણસના વારસનો, વીમો ઉતરાવનાર, અમુક વરસો (આ પુસ્તકના બીજા કોઠાની મદદથી વ્યાજ ગણતાં નીકળી શકે તે) પહેલાં મરે, તો જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ, કંઇક મદદગાર છે, અને તેથી તે પરોપકારી તરીકે કામ કરે છે એમ કહેવાય; પરંતુ આ પરોપકાર, તેઓ જે જનસમાજને નુકશાન કરે છે તે સાથે સરખાવતાં, તદન નજીવોજ દેખાશે, એટલે કે સેંકડે ૧૦ ટકાજ કે તેથી ઓછો માલમ પડશે. જયારે ૯૦ ટકા જન-સમાજને નુકશાન થતું જણાશે.

જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ. વીમો ઉતરાવવા ઇચ્છનાર, માણસની ઉમર. ધંધા વગેરેની તપાસ ઉપરાંત, શારીરીક તપાસ કરાવી, તેઓને ફાયદો થતો હોય, અને નુકશાન ના જતું હોય તેમ લાગે તોજ વીમો ઉતારે છે. તો પછી વીમો ઉતરાવનાર જન-સમાજ કાં વીચાર નથી કરતો કે, વીમા કંપનીને કયારે ફાયદો થાય? શું જનસમાજને એમ વિચાર ના આવવો જોઇએ કે પોતાને નુકશાન જાય તોજ વીમા કંપનીઓને ફાયદો થાય. દુનીયામાં કોઈ કોઈ વખત, સામા પક્ષ તરફથી પણ આપણને શીખવાનું મળે છે. તો પછી શું વીમા કંપનીઓની, વીમો ઉતારવાની રીતથી, આપણને શીખવાનું મળતું નથી, કે વીમો ના ઉતરાવતાં, જેમ વીમા કંપનીઓ, આપણાંજ પ્રીમીયમનાં નાણાંથી, વ્યાજના ધંધા જેવો ધંધો કરે છે, તેમ આપણે પણ આપણાં નાણાં વ્યાજે મૂકવાં. વીમા કંપનીઓ, વીમો ઉતરાવનાર ઓછામાં ઓછાં પંદર વરસ સુધી, કે ઉમરના પ્રમાણમાં પ્રીમીયમ વગેરે વધારે મુકરર કરી, અમુક વરસ સુધી, મરશે નહિ એમ ધારી વીમો ઉતારે છે. તો પછી શા માટે વીમો ઉતરાવનાર જનસમાજે, નીયમીત રીતે દર વરસે પ્રીમીયમ જેટલી રકમ સેવીંગ કરતાં જઇ, પોતેજ વ્યાજનો લાભ ના મેળવવો આ માટે ફકત એકજ દલીલ હોઈ શકે, કે આપણું જલ્દી મોત થાય તો પણ આપણા વારસોનું, વીમો ઉતરાવેલો હોય તો, ભલું કરેલું ગણાય. આ વખતે ઉપરની દલીલ સામે એવો વિચાર જનસમાજને ના આવવા જોઇએ કે, કદાચ અમુક વરસ ઉપરાંત (આ પુસ્તકમાં આપેલા બીજા કોઠાનો ઉપયોગ કરતાં નીકળતાં વરસ) આપણે વધારે જીવ્યાતો, વીમા કંપનીમાં વીમો ઉતરાવવાથી, આપણે આપણા વારસોના હિતને બદલે અહિત કરીશું. (આપણા વારસોના પેટપર પગ મૂકયા બરાબર કરશું) શું અમુક વરસ પછી મરતાં (બીજા કોઠા સાથે સરખાવતાં નીકળતાં વરસ) વારસોને, વીમો ના ઉતરાવ્યો હોય, અને તેજ નાણાં દર વરસે, બેંકમાં વ્યાજે મૂકયાં હોય. તો બેંકમાંથી વ્યાજ સાથે જે નાણાં મળે તેટલાં નાણાં મળશે કે? આ માટે શું તેને મરતી વખતે ચિંતા થશે નહિ કે મેં વ્યાજે નાણાં ના મૂકતાં, વીમો ઉતરાવવાથી, મારા વારસો માટેના હકનાં નાણામાં નુકશાન કીધું મનુષ્ય પોતાની પાછળનાં માણસોનું શું ભલું કરી શકવાનો હતો. કર્તાહર્તા પરમાત્મા છે. જેણે માના ઉદરમાં આપણી સંભાળ લીધી છે તેજ પરમાત્મા આપણી પાછળ, આપણા વારસોની સંભાળ લેશે કદાચ ધારો કે આપણે વીમો ઉતરાવ્યો

અને કદાચ તેનો લાભ, બીજેજ વરસે આપણા મોતથી આપણા વારસોને મળ્યો, પરંતુ આ લાભદાયક રકમ, જેવી આપણા વારસોને મળી કે તેજ રાત્રે ચોરી થઇ, અને તે બધી રકમ ચાલી ગઇ, તો પછી શું! શું આપણા વારસોની કાળજી માટે આપણે પાછા આવી શકીશું ? કદાચ ચોરી ના થઇ, અને આ લાભદાયક રકમના ભાગલા પાડવા, આપણા વારસોમાં ટંટો થયો અને કોર્ટ દરબાર ચઢ્યા તો આ રકમ કોણ ખાવા પામશે તેનો ખ્યાલ કરવો જરૂરનો નથી? જેમ મોતનો ભરૂસો નથી તેમ લક્ષ્મીનો પણ ભરુસો નથી વળી આ પણ વિચારવાની બાબત નથી કે, વીમા કંપનીઓમાંથી કદાચ આપણા વારસોને લાભ થાય છે, તે નાણાં, વીમા કંપનીઓમાં કેવી રીતે આવેલાં છે. શું વીમા કંપનીઓમાં જેઓના વારસોને લાભ નથી મળતો, તેવા વીમા કંપનીઓથી ઠગાતા, અજ્ઞાની જનસમાજના ખરી મહેનતનાં નાણાં તે નથી? આ ઉપરથી પણ, વીમા કંપનીમાંથી, પોતાના વારસોને લાભ અપાવવા ઇચ્છતા જનસમાજે. વિચારવા જેવું નથી કે. આ લાભ સ્વીકારવા જેવો છે કે કેમ? જાણવા પ્રમાણે હિંદુધર્મ, તથા ઇસ્લામ ધર્મ પ્રમાણે જોતાં, આવી રીતે વીમા કંપનીમાંથી મળતું ધન, લાભ તરીકે પોતાના વારસોને અપાવવું એ પણ ઘટિત છે કે કેમ તે વિચારવા જેવો પ્રશ્ન છે કારણ કે વીમા કંપનીમાંથી, કલેઇમ તરીકે લાભદાયક વારસોને અપાતું નાણું, ઠગાનારા જનસમાજનું. તેઓના નિસાસાથી કલંકીત થયેલું તે નાણું છે શું વીમો ઉતરાવશો નહિ તો વારસો ભૂખે મરી જશે! શા માટે એમ સમજવું નહિ કે, વીમા કંપની માંથી લાભદાયક મળતું દ્રવ્ય, એ વારસોને આળસુ અને બેપરવા બનાવશે, કે જેથી તે કમાઈ ખાવાની શકતી પણ ગુમાવી બેસશે. જો હપતાથી બેંકમાં વ્યાજે પૈસા મૂકી મૂડીની થાપણ વારસોને સોંપવામાં આવે તો વારસો એમ પણ સારો ગુણ લેશે કે ધીમે ધીમે કરતાં અમુક મુડી બને. આથી કરી તે કરકસર કરી, બચાવવું તે શીખશે. અને ઉડાઉ થતા અટકશે અને તેઓને સોંપેલું ધન કરકસરથી ચલાવી. વળી કંઇક કમાતા થઈ આખી જીંદગી સુખરૂપ ગાળશે. પરંતુ વીમો ઉતરાવવાથી ડર રહેશે કે, વીમા કંપની મારફત, અચાનક લાભરૂપી મળતા દ્રવ્યથી, વારસોમાં કંઇક અવગુણ આવવા જેવું થશે. વારસો પણ પોતાની શકતી વગેરેનો વિચાર કર્યા વગર, વીમા કંપનીમાંથી લાભ મળે છે એમ જાણી વીમો ઉતરાવવા દોડશે, અને કદાચ બે કે ત્રણ પ્રીમીયમ ભર્યા પછી, વધુ પ્રીમીયમ તે ના ભરી શકયા તો તેઓના પ્રીમીયમ તરીકે ભરાયેલા પૈસા, વીમા કંપની, પોલીસી રદ કરી પચાવી જશે વળી કદાચ પોતાના વારસોને લાભ મળશે એમ જાણી આપઘાત પણ કરશે. ઉપરનાં લખાણ પરથી, વીમો ઉતરાવવા કરતાં, બેંકમાં દરવરસે નીયમીત રીતે અમુક એકજ રકમ સેવીંગ કરતા જવી એ ફાયદાકારક છે એ સ્પષ્ટ છે. બેંકમાં વ્યાજે નાણાં રોકવાથી, મુદ્દલ અને તેનું વ્યાજ, એ બન્ને મળવાનાં એ ચોકકસ છે. અને નુકશાન તો કોઈ વાત નથી, જ્યારે વીમા કંપનીમાં, વીમો ઉતરાવનાં, કોઇક વખત વ્યાજ બિલકુલ મળવાનું નથી, કોઇક વખત મુદ્દલમાંથી પણ ઓછું મળવાનું છે. કોઇક વખત ગરીબાઇના સબબથી બે, કે, ત્રણ વખત પ્રીમીયમ તરીકે ભરેલું નાણું (બધું મુદ્દલ) ચાલ્યું જવાનું છે જ્યારે ફક્ત કવચિત, વારસોને લાભ થવાના સંજોગ છે, તે પણ ચોકકસ નહિ તો પછી જે સાચો લાભદાયક રસ્તો, બેંકમાં વ્યાજે નાણાં રોકવાનો છોડી, વીમા

કંપનીમાં અચોક્કસ લાભ અને તે પણ વારસોને માટે મેળવવા લલચાવું શામાટે જોઇએ? **વીમો ઉતરાવનારાઓમાંથી ઘણાખરાની બાબતમાં, હાથનું એક પક્ષી છોડી, ઝાડ પરનાં સામટાં પક્ષી લેવા જવાના લોભ જેવું દેખાતું નથી!**

આટલું છતાં પણ જનસમાજ પોતાના કુટુંબ વાત્સલ્ય અને અનુકંપાને લઇને, વીમો ઉતરાવવાને લલચાશે, તો પછી જનસમાજને એટલીજ સુચના હોઈ શકે કે તેઓ, જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓની કોઇ પણ પોલીસીની શરતો, ના સ્વીકારતાં, વીમા કંપની સાથે પહેલી શરત એ કરે કે, પોતાના ભરેલા પ્રીમીયમનું બેંક માફક, વ્યાજના બેંક કરતાં કંઇક ઓછા ટકાના દરથી ચક્રવૃદ્ધિ વ્યાજ ગણી જે વ્યાજ મુદ્દલ થાય તે જ્યારે લેવા માગે ત્યારે વીમા કંપનીઓ કોઈ પણ જાતનો વાંધો દર્શાવ્યા વગર તેઓને આપે.

બીજી શરત એ કરે કે, વીમાનાં ઠરાવેલાં હદનાં વરસો પહેલાં મોત થાય તો તેના વારસોને ઉપલી રીતે પૈસા કલેઈમ તરીકે મળતાં નુકશાન થતું હોય તો જે ઠરાવેલી રકમ હોય તે રકમ વીમા કંપની વારસોને આપે

ઉપરની બે શરતોથી વીમા કંપનીની બધી પોલીસીની બધી શરતો, કે જે તેઓના દાવપેચ છે. તેમાં જનસમાજ સપડાશે નહિ

જો ૨૫ વરસની મુદતવાળા રૂપીયા ૨૦૦૦ ના વીમાના સરેરાશ રૂ ૧૦૦ વરસ દિવસે ભરવાના ગણીએ તો આ પુસ્તકમાં આપેલો પહેલો કોઠો અવલોકતાં જાણી શકાય છે કે જો વીમા કંપની પ્રીમીયમ ભરનાર જનસમાજના નાણાંનો વ્યાજનો દર ફક્ત ૪ ટકા ઉપજાવી શકતી હોય તો ફક્ત શરૂઆતથી અનુક્રમે એક પછી એક ૯ પ્રીમીયમ ભરનાર જેટલા રૂપીયાનો, ૨૫ વરસ માટે વીમો ઉતરાવ્યો હોય તેટલા રૂપીયા પુરેપુરા પચીસમે વરસે વીમા કંપની પાસેથી મેળવે તોપણ વીમા કંપનીને નફો રહે. જો વીમા કંપની ફક્ત ૫ ટકાજ વ્યાજનો દર ઉપજાવી શકતી હોય તો ફક્ત ૭ પ્રીમીયમ ભરનાર, જેટલા રૂપીયાનો ૨૫ વરસ માટે વીમો ઉતરાવ્યો હોય, તેટલા રૂપીયા પચીસમે વરસે વીમા કંપની પાસેથી મેળવે તો પણ વીમા કંપનીને નફો રહે જો વીમા કંપની ફક્ત ૬ ટકાજ વ્યાજનો દર ઉપજાવી શકતી હોય તો ફક્ત ૬ પ્રીમીયમ ભરનાર, જેટલા રૂપીયાનો ૨૫ વરસ માટે વીમો ઉતરાવ્યો હોય, તેટલા રૂપીયા પુરેપુરા પચીસમે વરસે વીમા કંપની પાસેથી મેળવે તો પણ વીમા કંપનીને નફો રહે જો વીમા કંપની ફક્ત ૭ ટકાજ વ્યાજનો દર ઉપજાવી શકતી હોય તો ફક્ત ૫ પ્રીમીયમ ભરનાર, જેટલા રૂપીયાનો, ૨૫ વરસ માટે વીમો ઉતરાવ્યો હોય, તેટલા રૂપીયા પુરેપુરા પચીસમે વરસે મેળવે તોપણ વીમા કંપનીને નફો રહે. જો વીમા કંપની ફક્ત ૮ ટકાજ વ્યાજનો દર ઉપજાવી શકતી હોય તો ફક્ત ૪ પ્રીમીયમ ભરનાર, જેટલા રૂપીયાનો ૨૫ વરસ માટે વીમો ઉતરાવ્યો હોય, તેટલા રૂપીયા પુરેપુરા પચીસમે વરસે વીમા કંપની પાસેથી મેળવે તો પણ વીમા કંપનીને નફો રહે, જો વીમા કંપની ૯ ટકાજ વ્યાજનો દર ઉપજાવી શકતી હોય તો ફક્ત ૩ પ્રીમીયમ ભરનાર, જેટલા રૂપીયાનો ૨૫ વરસ માટે વીમો ઉતરાવ્યો હોય તેટલા પુરેપુરા રૂપીયા પચીસમે વરસે વીમા કંપની પાસેથી મેળવે તો પણ વીમા કંપનીને નફો રહે.

જો વીમા કંપની વ્યાજનો દર ફક્ત ૧૦ ટકાજ ઉપજાવી શકતી હોય તો ફક્ત ૨ પ્રીમીયમ ભરનાર, જેટલા રૂપીયાનો ૨૫ વરસ માટે વીમો ઉતરાવ્યો હોય, તેટલા રૂપીયા પુરેપુરા વીમા કંપની પાસેથી મેળવે તો પણ વીમા કંપનીને નફો રહે. જો વીમા કંપની ફક્ત ૧૧ ટકાજ વ્યાજનો દર ઉપજાવી શકતી હોય તો ફક્ત ૨ પ્રીમીયમ ભરનાર, જેટલા રૂપીયાનો પચીસ વરસ માટે વીમો ઉતરાવ્યો હોય તેટલા રૂપીયા પુરેપુરા મેળવે તો પણ વીમા કંપનીને સારો નફો રહે. જો વીમા કંપની વ્યાજનો દર ૧૨ ટકા ઉપજાવી શકતી હોય તો ફક્ત ૨ પ્રીમીયમ ભરનાર, જેટલા રૂપીયાનો ૨૫ વરસ માટે વીમો ઉતરાવ્યો હોય. તેટલા રૂપીયા પચીસમે વરસે વીમા કંપની પાસેથી મેળવે તો પણ વીમા કંપનીને ઘણો સારો નફો રહે જો ઉપરનીજ પોલીસીમાં વીમાના વરસની હદ ૩૦ વરસની ગણીએ તો, જો વીમા કંપની ૧૧ કે ૧૨ ટકાના દરે વ્યાજ ઉપજાવી શકતી હોય તો ફક્ત ૧ પ્રીમીયમ ભરનારને, વીમાની ઠરાવેલી પુરેપુરી રકમ ત્રીસમે વરસે વીમો ઉતરાવનારને આપે તો પણ વીમા કંપનીને નફો રહે. આવી રીતે બધી જાતની પોલીસીઓ તપાસવી અશક્ય છે, જનસમાજ આ પુસ્તકના પહેલા કોઠાની મદદથી બીજી પોલીસીઓ તપાસી શકશે. કેટલીક **વીમા કંપનીઓએ તેઓની પોલીસીની બુકોમાં જાહેર કરેલું છે કે અમારી વીમા કંપની, પ્રીમીયમનાં નાણાંનું ઘણું સારૂં વ્યાજ ઉપજાવે છે, અને તેથી દીનપરદીન વધારે આબાદ થતી જાય છે.** આ ઉપરથી સ્પષ્ટ છે કે વીમા કંપનીઓ કંઇ સાધારણ માણસની માફક ૪, ૫, ૬, કે ૭ ટકા વ્યાજ ઉપજાવી શકતી નહિ હોય, પરંતુ ઓછામાં ઓછા ૧૦ થી ૧૨ ટકા વ્યાજ ઉપજાવી શકતી હશે. જ્યારે આમ છે તો **પછી જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓને ફક્ત ૧, ૨, ૩ કે ૪ પ્રીમીયમ ભરી શકનારની પોલીસી રદ કરવી, અને તેઓને બીલકુલ પૈસા પાછા ના આપવા એ વ્યાજબી છે? એક પણ પ્રીમીયમ ભરી, અશક્ત થયેલા પ્રીમીયમ ભરનારનાં નાણાં પાછાં ના આપવાં એ શું ઠગારા જેવું કામ નથી?** જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ, જનસમાજનાં નાણાં સેવીંગ કરવાની બડાઈ મારે છે તે ખરી છે કે?

"જામે જમશેદ" નામના ગુજરાતી દૈનિક પત્રના તા૦ ૨૨-૭-૩૧ ના અંકમાં "સ્વદેશી વીમા કંપનીઓ" આ મથાળા નીચે હાલની જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ વિષે કંઈક ઠીક લખાણ છે. આ લખાણથી જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓમાંની કેટલીક સદ્ધર કંપનીઓનાં વખાણ જેવું લાગે છે, જ્યારે બાકીની જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ વિષે જાણે તે કંપનીઓ ઠગારી, ધુતારી હોય તેમ તે લખાણમાં માલમ પડે છે, ઉપર આવેલું લખાણ કંઇ એક મનુષ્યનો મત દર્શાવતું નથી, પરંતુ કોંગ્રેસ જેવી મહાન સંસ્થાનો આ પ્રમાણે વીમા કંપનીઓ વિષે મત છે એવું આ લખાણના પેટા મથાળાપરથી સાબીત થયેલું ગણી શકાય તેમ છે. પરંતુ આ પુસ્તકમાં જણાવ્યા મુજબ વ્યાજખાધ, કોઈ કોઈ વખત ભરેલા પ્રીમીયમરૂપી મુદ્દલમાં પણ ખાધ, વળી ફક્ત બે, ત્રણ પ્રીમીયમ ભરનારનાં બધાં મુદ્દલનું પણ પચાવી પડવું. વગેરે વગેરે બાબતોનો સદ્ધર વીમા કંપનીઓ માટે વિચાર કરતાં સમજાશે કે, જીંદગીના વીમા ઉતારનારી હાલની સદ્ધર વીમા કંપનીઓ કેવી રીતે

સદ્ધર થવા પામી ? શું હાલની સદ્ધર જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ પ્રીમીયમ ભરનાર જનસમાજને વ્યાજબાધ, મુદ્દલમાં પણ કેટલીક વખત બાધ, તેમજ થોડાં પ્રીમીયમ ભર્યા પછી વધારે પ્રીમીયમ ભરવાને અશક્ત થનાર પ્રીમીયમ ભરનારનાં નાણાં પચાવી પડીને નહિ કે ? જે જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ સારૂં કામ કરી શકશે નહિ એવું હાલ જણાય છે, તે કંપનીઓ વખત જતાં જેમ જીંદગીના વીમા ઉતારનારી સદ્ધર કંપનીઓ છે તેમ સદ્ધર નહિ બને તેની ખાત્રી શું ? તેઓ પણ સદ્ધર કંપનીઓ માફક પોતાના પોલીસીરૂપી દાવપેચ લડાવી, સધ્ધર કંપનીઓ જેવી રીતે માતબર થઇ છે તેમ, જનસમાજને નુકશાન કરતાં કરતાં સધ્ધર થઈ શકે નહિ? સારી યા ખોટી, સધ્ધર યા નબળી. કોઇ પણ જાતની, જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓનો મુળ ઉદ્દેશ જનસમાજના અજ્ઞાનનો લાભ લઇ જનસમાજને નુકશાન કરી સારી રીતે નફો પેદા કરવાનો છે, તો પછી અમુક જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓજ ધુતારી છે, ઠગારી છે. અને અમુક સધ્ધર કંપનીઓ સારી છે, પરોપકારી છે, એમ કહેવું શું વ્યાજબી છે ? જેમ નાના પત્થરમાં પદાર્થપણું છે અને પર્વતમાં પણ પદાર્થપણું છે તેમ જીંદગીના વીમા ઉતારનારી બધી કંપનીઓમાં વત્તાઓછા પ્રમાણમાં જનસમાજને ધુતવાનું ગુપ્ત રીતે સમાયેલું છે. આથી જનસમાજે તેમજ નામદાર હિંદ સરકારે જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓને એકસરખી રીતેજ તપાસવી જોઈએ.

હવે વીમા કંપનીઓની આવક પ્રીમીયમરૂપે જનસમાજમાંથી તેઓના વારસના હિતને માટે થાય છે માટે જનસમાજના વારસનું હિત સચવાય તેમ વીમા કંપનીઓનો નફો ખરચાવો જોઇએ. આ પ્રમાણે **જનસમાજનાં પ્રીમીયમ તરીકે વીમા કંપનીમાં જતાં નાણાંના નફાના હકદાર જનસમાજ અને તેના વારસો છે. તો પછી શામાટે જનસમાજે નામદાર હિંદ સરકાર પાસે તેના ચાલુ સ્ટાફ મારફતે લોકલ ફંડ જેવું ફંડ સ્થાપવાની શરતે દેશની બધી જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓનું કુલ કામ કરાવી, પોતાનું અને પોતાના વારસોનુ કલ્યાણ થાય તેમ ના કરવું ?**

નામદાર હિંદ સરકાર દેશના જનસમાંજના જાનમાલની સલામતીના બદલામાં જનસમાજ પાસેથી મહેસુલ, ઇન્કમટેક્સ, જકાત, વગેરે ટેક્સ લે છે અને તે ટેક્સની કુલ થતી આવક દેશના જનસમાજના જાનમાલની સલામતી જાળવવામાં વાપરે છે. આ વખતે નામદાર હિંદ સરકાર, દેશના જનસમાજનો જે ભાગ, મહેસુલ, ઇન્કમટેક્સ કે જકાત વગેરેનો કોઇ પણ પ્રકારનો ટેક્સ ભરતો નથી તેની સંભાળ લેતી નથી એમ જોવામાં આવતું નથી પણ ટેક્સ ભરનાર કે ટેકસ નહિ ભરનાર, કુલ જનસમાજની નામદાર હિંદ સરકાર સુખશાંતિની સલામતી જાળવે છે. આવીજ રીતે નામદાર હિંદ સરકારે હિંદુસ્તાનના કુલ જનસમાજના પોતાના ચાલુ સ્ટાફ મારફતે વીમા ઉતારી, પ્રીમીયમ એકત્ર કરી પ્રીમીયમ ભરનાર જનસમાજના વારસોને કલેઇમ વગેરે તેમાંથી ચુકાવી, બાકીના નફામાંથી કંઇક અનામત રાખી બાકીનો કુલ નફો, લોકલ ફંડ જેવું ફંડ સ્થાપી તેમાં જમા કરતા જઇ તે નફો કુલ જનસમાજના વારસોની આબાદી માટે કેળવણી મફત કરવાના કામમાં વાપરવો જોઇએ.

**પ્રીમીયમ તરીકે એકત્ર થયેલી રકમ, તથા તે પ્રીમીયમમાં તે સાથે વ્યાજની મળતી રકમરૂપી ફાયદો ઉમેરાતાં જે થાય તેમાંથી કલેઈમ ચુકાવતાં, બાકી રહેતી નફારૂપી રકમ આ પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે જનસમાજના વારસોના પેટમાંથી ખુંચવી લીધેલી રકમ બરાબર છે. માટે આ રકમ વ્યાજબી રીતે જોતાં, કુલ જનસમાજના વારસોના કલ્યાણમાંજ (મફત કેળવણી આપવાના કામમાં) વપરાવી જોઇએ, નહિ કે વીમા કંપનીઓના નફા તરીકે અત્યાર સુધી ચાલે છે તેમ ચાલવી જોઈએ,** આપણા દેશના જનસમાજના વારસોના સુખની સલામતીની લગામ કેટલાક ગણ્યા ગાંઠયા વીમા કંપનીઓના સંચાલકોના હાથમાં રહેવા દેતાં, આ પુસ્તકમાં જણાવ્યા મુજબ, ઘણું કરીને વીમો ઉતરાવનાર, જનસમાજના વારસોના હકમાં નુકશાન થશે, વળી પ્રીમીયમ ભરનાર જનસમાજ અને તેના વારસોને થયેલું કુલ નુકશાન, નફા તરીકે તથા પ્રીમીયમનાં નાણાંનું વધારે વ્યાજના ટકા ઉપજાવી વધારે નફો મેળવશે તે, વીમા કંપનીઓના ગણ્યા ગાંઠયા સંચાલકો પોતાના ઉપયોગમાં ફાવે તેમ વાપરશે, અને દીનપરદીન વધારે બળવાન થઇ જનસમાજને વધારે વધારે નીચોવી, વધારે વધારે નાણાંની મુશ્કેલીમાં મુકશે. વળી કુલ પ્રીમીયમમાંથી કલેઇમ વગેરે ચુકાવતાં બચેલી નફા તરીકેની રકમ, પૃથક પૃથક વીમા કંપનીઓ કંઇ દેશના જનસમાજના વારસોના કલ્યાણરૂપી મફત કેળવણી કરવાના કામમાં બધીજ વીમા કંપનીઓ પ્રમાણીક રીતે આપશે નહિ. આ કારણથી જનસમાજે પોતાના વારસોના કલ્યાણકારક કામ (મફત કેળવણી કરાવવારૂપી કામ) માટે દેશની બધી જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓનું કુલ કામ, નામદાર હિંદ સરકાર પાસે કરાવી તેમાંથી નીકળતા નફાનું લોકલ ફંડ જેવું ફંડ સ્થપાવી, દેશની પ્રાથમીક તેમજ ઇંગ્લીશ કેળવણી મફત કરાવવી જોઇએ.

આ પુસ્તકમાં જણાવ્યા મુજબ પ્રીમીયમ ભરનાર જનસમાજ અને તેઓના વારસોને થતું કુલ નુકશાન જે વીમા કંપનીઓને નફા રૂપે છે તેના હકદાર તો, વીમા કંપનીઓને બદલે કુલ જનસમાજના વારસોજ હોઇ શકે, અને કુલ જનસમાજના વારસોના કલ્યાણ માટે નામદાર હિંદ સરકારે પોતાના ચાલુ સ્ટાફ મારફત જેમ તે લોકલ ફંડ વગેરે એકઠું કરે છે તેમ દેશની બધી વીમા કંપનીઓનું કુલ કામ પોતાના ચાલુ સ્ટાફ મારફતે કરાવી એક ફંડ એકઠું કરતા જઇ, દેશની પ્રાથમીક તેમજ ઇંગ્લીશ કેળવણી મફત કરવી જોઇએ કે જેથી દેશની જીંદગીના વીમા ઉતારનારી કોઈ પણ કંપનીને ખોટું નહિ લાગે અને દેશની ભાવી પ્રજાને પ્રાથમીક તેમજ ઇંગ્લીશ કેળવણી મફત મળશે, કે જે નામદાર હિંદ સરકારે એક પુણ્યનુંજ કામ કીધેલું ગણાશે.

નામદાર હિંદ સરકાર બધી જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓનું કુલ કામ કરે તો તે કુલ નફો મફત કેળવણી કરાવવારૂપી, જનસમાજના કલ્યાણના કામમાં ખરચાવાનો હોવાથી દરેક વીમો ઉતરાવનાર વ્યક્તી એમજ જાણે કે પ્રીમીયમ તરીકે ભરાતો પઇસો, જનસમાજના કલ્યાણના કામમાંજ ભરાય છે, અને તેથી કદાચ તેને નુકશાન થતું હોય તેમ તેને લાગે તોપણ તે સંતોષીજ રહે અને મગરૂરી લઇ શકે કે મારો પઇસો કુલ જન-

સમાજના વારસોને મફત કેળવણી આપવાના ભલા કામમાં વપરાયો છે. આથી પણ પ્રીમીયમ ભરનારનું કંઇ અહિત થશે નહિ. કદાચ પ્રીમીયમ ભરનારના જલ્દી મોતથી, તેના વારસોને લાભ થાય તો પણ તે લાભ સ્વીકારવા માટે હિંદુ તેમજ ઇસ્લામ ધર્મમાં વાંધો આવશે નહિ કારણકે પ્રીમીયમ ભરનાર વ્યક્તીના વારસો, પ્રીમીયમ નહિ ભરનાર જનસમાજના વારસો કરતાં વધારે હકદાર છે વળી પ્રીમીયમ ભરનાર જનસમાજ. પ્રીમીયમ ભરવારૂપી, દેશની કેળવણી મફત કરવારૂપી પુણ્યના કામમાં જોડાનાર, મરનાર વ્યક્તીના વારસોને વીમો ઉતરાવનારે પ્રીમીયમ ભરવારૂપી ભોગ આપ્યા બદલ કંઇક મળે તે જોવા રાજીજ હોય અને તેઓ મરનારના વારસને મળતી રકમ બક્ષીસ તરીકે ગણી આનંદ માને. આથી મરનારના વારસોને, જનસમાજના પ્રીમીયમથી થયેલા ફંડની રકમમાંથી જે રકમ મરનારના વારસોને લાભ તરીકે મળે. તે બક્ષીસ તરીકેજ ગણાય આ પ્રમાણે બક્ષીસ તરીકે મળેલી રકમ લેવા માટે કોઈ પણ ધર્મમાં બાધ ના હોય.

વીમો ઉતરાવવાથી, વીમો ઉતરાવનારને ઘણું કરીને નુકશાન થાય છે. છતાં પણ જનસમાજ પોતાનું અકાળ મૃત્યુ વિચારી, વારસના હિત માટે વીમો ઉતરાવ્યા સિવાય રહેવાનો નથી. અને તેથી જો કુલ જનસમાજ, જીંદગીના વીમા ઉતારનારી સઘળી કંપનીઓનું કામ, નામદાર હિંદ સરકાર પાસે નહિ કરાવશે તો વીમો ઉતરાવનાર પૃથક પૃથક વ્યકતીથી કંઈ થઈ શકશે નહિ અને તેઓ અત્યાર સુધી થતું આવ્યું છે તેમ વીમા કંપનીની મરજી પર રહેશે. અને તેથી દેશને કંઈ લાભ થશે નહિ. વળી આ ચાલાક ઉસ્તાદો દેશમાં વધારે પ્રમાણમાં તેઓની એજન્સીઓરૂપી જાળ પાથરી દિવસે દિવસે વધારે ફાવી જનસમાજને વધારે નુકશાન કરશે. દેશની બધી જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓનું કુલ કામ નામદાર હિંદ સરકાર પાસે કરાવવાથી દેશને બે લાભ થશે. એક તો વીમો ઉતરાવનાર જનસમાજનું હિત પુરેપુરૂં જળવાશે, અને નામદાર હિંદ સરકાર પાસે બચેલું પ્રીમીમમ અને તેનું વ્યાજ વગેરેથી થતી રકમ દેશની કેળવણી (પ્રાથમીક તેમજ ઇંગ્લીશ) મફત કરાવવાના કામમાં ઉપયોગી થશે, કે જેથી પોતાનાં બાળકોની કેળવણી પાછળ જનસમાજની આવકનો ૧૫ થી ૨૦ ટકા જેટલો જે ખર્ચ થાય છે તે ખર્ચ બચશે અને દેશમાં કેળવણીનો પ્રચાર વધારે પ્રમાણમાં થતાં દેશ આબાદ થશે. આ બાબત દેશના કુલ જનસમાજે વિચાર કરી ત્વરિત કરવું ના જોઇએ ?

આ પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે સધ્ધર યા પરપોટા, સારી યા ખોટી, પ્રમાણિક યા અપ્રમાણિક, જીંદગીના વીમા ઉતારનારી બધી કંપનીઓ, વત્તા ઓછા પ્રમાણમાં જનસમાજને નુકશાન કરે છે તેથી, તથા નામદાર હિંદ સરકાર જનસમાજની રક્ષક છે તેથી, જનસમાજ અને તેના વારસોના સુખની સલામતી માટે, દેશની જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓનું કુલ કામ નામદાર હિંદ સરકારે પોતેજ કરવું જોઇએ, અને તેમાંથી નીકળતો નફો જનસમાજના વારસોના હક્કમાં નુકશાન ગયેલા રૂપનો હોવાથી જનસમાજના વારસોના હકમાં તે પાછો વાળવો જોઇએ. આ નફો નામદાર હિંદ સરકાર જનસમાજના વારસોને પ્રાથમિક તેમજ ઇંગ્લીશ કેળવણી મફત કરવાના કામમાં વાપરે તોજ તે નામદાર હિંદ સરકારે જનસમાજના

વારસોના હકનો પૈસો પાછો વાળ્યો ગણાય. ઉપર જણાવેલા કારણથી નામદાર હિંદ સરકારે, દેશની બધી જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓનું કુલ કામ કરવું જોઇએ અને તેમાંથી નીકળતો નફો દેશની કેળવણી મફત કરવામાં વાપરવો જોઇએ. જનસમાજે પણ નામદાર હિંદ સરકારના આ પરોપકારી કામમાં પૂર્ણ મદદ કરવી જોઇએ.

જીંદગીના વીમા ઉતારનારી બધી કંપનીઓનું કુલ કામ નામદાર હિંદ સરકાર પોતાના ચાલુ સ્ટાફ મારફતે (જેમ લોકલ ફંડ વગેરે તલાટી વગેરે મારફત ઉઘરાવે છે તેમ) કરે તો સર્વીસ કરનાર નાના તથા મોટા અમલદારો ઉપરાંત જનસમાજનો જે ભાગ, જેઓએ વીમો ઉતરાવ્યો નહિ હોય તેઓ પણ વધારામાં વીમો ઉતરાવશે અને આથી પ્રીમીયમ તરીકેની આવક ઘણીજ વધારે પ્રમાણમાં થશે. એટલે કે બધી જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓની પ્રીમીયમની કુલ આવક છે તેના કરતાં ઘણી વધારે રકમ પ્રીમીયમ તરીકે નામદાર હિંદ સરકાર પાસે દર વરસે આવશે. આ આવકમાંથી તે નામદાર ક્લેઈમ ચુકાવી અને થોડી રકમ અનામત રાખી બાકીની રકમ કેળવણી મફત કરવાના કામમાં લઇ જઇ શકશે.

દેશમાં જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓ આશરે સોએક હશે અને વળી તેમાંની એક ઓરીએન્ટલ જેવી વીમા કંપની, ૩૫ કરોડની જોખમદારી લઇ ૨ કરોડથી પણ વધારે પ્રીમીયમ તરીકે વારસીક આવક મેળવી શકે છે. આ પ્રમાણે દેશની કુલ બધી જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓમાં, જનસમાજનાં પ્રીમીયમ રૂપે જતાં નાણાંના રૂપીયાના ટોટલ, અને તેઓની જોખમદારીના રૂપીયાનો ટોટલ, અવલોકવામાં આવે તો જણાશે નહિ કે દર વરસે આશરે ૪૦ થી ૫૦ કરોડ રૂપીયા, જનસમાજના, પ્રીમીયમ તરીકે વીમા કંપનીઓમાં જતા હશે. અને જોખમદારી પણ તે બધી કંપનીઓની કુલ તે પ્રમાણમાંજ હશે ? આ પ્રમાણે અવલોકતાં નામદાર હિંદ સરકાર ઉપર જણાવેલી એકજ કંપનીથી ૨૦ કે ૨૫ ગણી જોખમદારી દેશના કુલ જનસમાજની મદદથી મેળવી શકે તેમાં નવાઇ નથી. અને તે હિસાબે વરસ દિવસે ૪૦ થી ૫૦ કરોડની પ્રીમીયમ તરીકે વારસીક આવક કરી શકે. અને તે આવકમાંથી ૨૦ ટકા ક્લેઈમના અને ૫ ટકા અનામતના બાદ કરતાં ૩૦ થી ૩૭ાા કરોડ કેળવણી મફત કરવા માટે ફાજલ પાડી શકે. વળી જો આ પ્રીમીયમ ઉપર બે ત્રણ વરસનું વ્યાજ મળે તેમ થાય તો કેળવણી પાછળ ખરચવા માટે નામદાર હિંદ સરકાર દર વરસે ૪૦ કરોડ ઉત્પન્ન કરી શકે. આ રકમ યોગ્ય રીતે વપરાય તો પ્રાથમિક તેમજ ઇંગ્લીશ કેળવણી મફત કરવા પુરતીજ ગણાય.

આ ઉપરથી વાંચનાર તેમજ કુલ દેશનો જનસમાજ સમજી શકશે કે "દેશની પ્રાથમિક તેમજ મોંઘી ઈંગ્લીશ કેળવણી મફત કરાવવાની એક યોજના" તે દેશની કુલ જીંદગીના વીમા ઉતારનારી કંપનીઓનું કુલ કામ નામદાર હિંદ સરકાર પાસે વિનંતી કરી તેના ચાલુ સ્ટાફ મારફતે કરાવી, તેમાંથી નીકળતો કુલ નફો દેશની પ્રાથમિક તેમજ ઇંગ્લીશ કેળવણી પાછળ ખરચાવવો તે છે. કે જેથી મોંઘી કેળવણી મફત થાય. એટલે કે પ્રીમીયમ ભરનાર જનસમાજનાં ખરબાદ થતાં નાણાંનો ઉપયોગ કુલ જનસમાજના કલ્યાણના કામમાં નામદાર

હિંદ સરકાર પાસે કરાવવો, તે, "દેશની પ્રાથમિક તેમજ મોંઘી ઈંગ્લીશ કેળવણી મફત કરાવવાની એક યોજના."

નામદાર વડોદરા નરેશે પોતાના રાજ્યની પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત કરી, પોતાના રાજ્યના જનસમાજપર અણહદ ઉપકાર કર્યો છે. આજે તે રાજ્યમાં ત્રીસ વરસની અંદરની કોઇ પણ વ્યકિત, પુરૂષ યા સ્ત્રી પ્રાથમિક કેળવણી લીધા વગરની નથી. અર્થાત દરેક ભણેલાં છે ત્રાવણકોરનું રાજ્ય પણ કેળવણી પાછળ પુષ્કળ નાણાં વાપરે છે. તેમજ કેટલાંક દેશી રાજ્યો પણ કેળવણી પાછળ સારાં નાણાં ખરચે છે હવે જો નામદાર વડોદરા નરેશ જેવા પોતાની બીજી આવકોમાંથી પણ કેળવણી પાછળ આટલો ખર્ચ કરે છે, તો પછી નામદાર હિંદ સરકારે આ યોજના મુજબ આવક ઉભી કરી, તે આવકના ખરા હકદાર જે જનસમાજના વારસો; બાળકો છે તે તરફ વાળવાને, પ્રાથમિક તેમજ ઈંગ્લીશ કેળવણી મફત કરવા રૂપી કાર્ય ઉપાડી લેવું જોઇએ. આથી કંઇ નામદાર હિંદ સરકારને બીજી આવકોમાંથી કંઇ ખરચવું પડશે નહિ પણ જનસમાજના વારસો જે રકમના હકદાર છે, તે રકમ એકત્ર કરી તેઓનાજ કલ્યાણમાં મફત કેળવણી આપવામાંજ ઉપયોગ કરવાનો છે એટલેકે પ્રીમીયમ ભરનાર જનસમાજનાં બરબાદ થતાં નાણાંનો સદુપયોગ કરવાનો છે.

આ પુસ્તકમાં જણાવ્યા મુજબ જો દેશનાં મોટાં રાજ્યો, પોતાનાજ રાજ્યનાજ જનસમાજના વીમા ઉતારવાનું કામ પોતાના ચાલુ સ્ટાફ મારફતે કરે અને વળી પોતાના સ્ટાફની દરેક વ્યક્તિને ફરજ પાડી તેઓની ઉમર, ધંધો, શારીરીક તપાસ, મરણના સંજોગો વિચારવા વગેરેની કાળજી રાખી સ્ટાફની દરેક વ્યકિતનો વીમો ઉતારે તો ઘણો સારો નફો કલેઈમ ચુકાવતાં ફાજલ પાડી શકે. વળી બીજો લાભ એ થાય કે પોતાના સ્ટાફના કોઇ પણ માણસને પેનશન ના આપે તો પણ સર્વીસ છોડતી વખતે એક સારી રકમ તેના ભરાયેલા પ્રીમીયમના બદલામાં તે વ્યકતીને મળે વળી સ્ટાફમાંની જે જે વ્યકતી જલ્દી મરી જાય, તે તે વ્યકતીઓના વારસોને પણ સામટી રકમ મળવાથી સરવીસ કરનારને સારો બદલો, તેનીજ સરકારે આપેલો ગણાય. વળી પોતાના રાજ્યના જનસમાજના કલ્યાણનાં કામ, જેવાં કે મફત કેળવણી, જળાશયો ધર્મશાળાઓ, ઔષધશાળાઓ, કળાભવનો વગેરે થાય.

દેશની પ્રાથમિક તેમજ મોંઘી ઇંગ્લીશ કેળવણી મફત કરવારૂપી કાર્યની બાબતમાં, મોટો પ્રયાસ કરવો જનસમાજના હાથમાં છે. જનસમાજના પ્રયાસ ઉપર દેશની પ્રાથમિક તેમજ ઈંગ્લીશ કેળવણી મફત થવાનો આધાર છે, દેશનો જનસમાજ તથા દેશના નેતાઓ, આ પુસ્તકમાં જણાવેલી યોજના બાબતે નામદાર હિંદ સરકાર સાથે મસલત ચલાવી શુભ પરિણામ લાવી શકે.

નામદાર હિંદ સરકાર દેશની જીંદગીના વીમા ઉતારનારી બધી કંપનીઓનું કુલ કામ કરશે તો દેશનો જનસમાજ વીમા કંપનીઓરૂપી, પોલીસીરૂપી દાવપેચ લડનારા ગણ્યા ગાંઠ્યા ઉસ્તાદોથી નુકશાન વેઠતો બચશે અને વીમો ઉતરાવનાર જનસમાજના વારસોના ભલા સાથે

આખા દેશના જનસમાજ તથા તેમના વારસોનું મોંઘી કેળવણી મફત કરવા રૂપી મહાનું કામ થશે કે જે એક પુણ્યનું કામ નામદાર હિંદ સરકારે કરેલું ગણાશે.

આ પુસ્તકમાં આપેલા વ્યાજના કોઠાઓનું મનન કરી તે પ્રમાણે વર્તતાં દેશનો જનસમાજ પોતાનાં નાણાંપર દર વરસે વ્યાજ ચડાવી, નવું મુદ્દલ કરાવવાની કાળજી રાખવાથી કેટલોક ફાયદો મેળવી શકશે, વળી વ્યાજની લેવડદેવડમાં પણ વ્યાજના કોઠાઓનો ઉપયોગ કરી, અન્યોઅન્ય વ્યાજની બાબતમાં ઠગાશે નહિ. વળી આ પુસ્તકમાં શરૂઆતમાં આપેલાં કેટલાંક દ્રષ્ટાંતરૂપી લખાણોનું સ્મરણ રાખતાં, તેમાં જણાવેલા સુધરેલા ઠગોથી કે તેવા બીજા ઠગોથી જનસમાજ બચી શકશે.

પ્રિય વાંચનાર! આ લઘુ પુસ્તકનું નામ શા હેતુથી "ચિરંજીવીની ચિંતાના ચાલીસ કરોડનું શું?" આપેલું છે, તે તમે સમજી શકયા હશો કે, જનસમાજનાં પોતાની પાછળ જીવનાર કુટુંબીજનની ચિંતાથી વીમો ઉતરાવતાં, આશરે ચાલીસ કરોડ રૂપીઆ જેટલાં નાણાં કેવી રીતે વ્યર્થ જાય છે તે તથા તે નાણાં કેવી રીતે વ્યર્થ ના જાય તે બતાવનાર આ પુસ્તક હોવાથી ઉપરોક્ત નામ આપેલું છે વળી તે પણ સમજી શકયા હશો કે તે વ્યર્થ જતાં નાણાં ઘણુંખરૂં જેની ચિંતાથી વ્યર્થ જાય છે તે (ચિરંજીવીઓ) તરફ કેવી રીતે વાળવાં એટલે કે ઉપયોગમાં લેવાં. તે આ પુસ્તકમાં બતાવેલું હોવાથી, 'દેશની પ્રાથમિક તેમજ મોંઘી ઈંગ્લીશ કેળવણી મફત કરાવવાની એક યોજના" એ ઉપનામ આ પુસ્તકનું આપેલું છે મારા લખાણ રૂપી સમુદ્રમાં, ગણિતના પ્રશ્નોતરરૂપી ખડકો સાથે અથડાતાં વિધવિધ વિચારો રૂપી મોજાઓમાં, તમને વધુ વાર રાખી વધુ શ્રમ આપવો આ પ્રસંગે અનુચિત ધારી વળી જનસમાજની મારાથી કંઇક સેવા થઇ છે એમ માની આટલેથીજ વિરમું છું પરમેશ્વર પ્રીત્યર્થમ

———

# લેખકનો માન્યતા અને પ્રભુને યાચના.

પોતાનીજ ભાષા વાંચી લખી ના જાણનાર જનસમાજને તેઓના સંબંધીઓના પત્રો મળતાં, કેવી મુંઝવણ થાય છે તે સર્વને જાણીતું છે. ભાષા વાંચી લખો ના જાણવાથી, તેઓની ગુપ્ત રાખવા જેવી સંસારિક કે વ્યવહારિક બાબતો, બીજાઓને જાણ થવાથી, તેઓને પોતાના દેશનાજ જનોથી નુકશાન થાય છે, તો પછી ઇંગ્લીશ ભાષા (જગભાષા) લખી, વાંચી અને બોલી પણ ના જાણનાર આપણા દેશના જનસમાજને, આપણા પોતાનાજ દેશના અને પરદેશના જનોથી, વિશેષ નુકશાન થાય એ સ્પષ્ટ છે. હાલના સમયમાં ઇંગ્લીશ ભાષા દુનીયાની ભાષા ગણાય છે. આથી દુનીયાના કુલ જનસમાજના ઘણાખરા ભાગથી તેમજ આપણા દેશના કેટલાક ઇંગ્લીશ ભણેલા સ્વાર્થી જનોથી, આપણા દેશના જનસમાજને નુકશાન ના થવા દેવું હોય અને આપણા દેશને. વેપાર, ઉદ્યોગ અને હુન્નર કળામાં, બીજા દેશોનું અનુકરણ કરી, દુનિયાના સઘળા દેશો સાથે હળીમળી, સુખશાંતિ અને આબાદી મેળવતો કરવો હોય તો આપણા દેશમાં ઈંગ્લીશ ભાષાનો પ્રચાર ઘણાજ વધારે પ્રમાણમાં કરવો જોઇએ એ સ્પષ્ટ છે. હાલમાં આપણા દેશમાં ઇંગ્લીશ કેળવણી કેટલી બધી મોંઘી છે તેનો ખ્યાલ, પોતાના ફરજંદો કે પાડોશીનાં ફરજંદોને માટે, દર મહિને, પોતાને કે પાડોશીઓને સ્કુલ ફી ભરવી પડે છે તે, તથા નવી નવી જાતની ઈંગ્લીશ બુક્સ વગેરેથી, મેટ્રીક સુધી ફરજંદોને ભણાવવાનાં જે ખરચ થાય તે, એ બેનો ટોટલ લેતાં, મળી શકે તેમ છે. જો કોઈ ગૃહસ્થને ચાર પાંચ બાળકો હોય, અને તે, ઈંગ્લીશ કેળવણી તેઓને આપવા ઇચ્છે તો કેટલું નાણું જોઇએ? આ બાબતમાં વિચાર કરતાં શું માલમ પડશે નહિ કે સાધારણ આવકવાળાં માતપિતા પોતાનાં બાળકોને ઈંગ્લીશ ભણાવી શકે તેવી હાલતમાં હાલના સમયમાં નથી? આમ છતાં પણ સાધારણ આવકવાળાં માબાપો, પોતાનો વીમો ઉતરાવેલો હોય તો, પોતાનાં ફરજંદોને કેળવણી ના આપતાં, વીમા કંપનીનીનાં પ્રીમીયમો વારસોના હિતને માટે આશામાં ને આશામાં ભરતાં જઈ નુકશાન વેઠે છે. આ પ્રમાણે વિચાર કરતાં, જનસમાજનાં એકત્ર થતાં પ્રીમીયમોમાંથી નીકળતો નફો, પ્રાથમિક તેમજ ઈંગ્લીશ કેળવણી મફત કરાવવાના કામમાં વપરાવવા યોગ્ય લાગશે. જ્યારે સાધારણ આવકવાળાં માતપિતા, હાલના સમયમાં, પોતાનાં ફરજંદોને ઈંગ્લીશ કેળવણી આપવાને અશક્ત છે, તો પછી ગરીબ માતપિતાઓને માટે તો કહેવુંજ શું! દેશના કુલ જનસમાજના ઘણા મોટા ભાગને ઈંગ્લીશ ભાષાથી અજ્ઞાન રાખી, દુનીઆના કુલ જનસમાજમાં, તેને પશુ જેવો ગણાતો રાખી, દેશની ઉન્નતિ સાધી શકાશે કે? આ બાબતમાં નામદાર હિંદ સરકારને સલાહ આપનાર, આપણા દેશના વિદ્વાન નેતાઓ આ માટે ઘટિત કરી, દેશના કુલ જનસમાજના ફરજંદોને, પ્રાથમિક તેમજ ઈંગ્લીશ કેળવણી મફત મળે તેમ કરી આપવાનો યશ મેળવે એજ યાચના, મહાન પ્રભુને કરવી આ સ્થળે આવશ્યક નથી? મહાન પ્રભુ! અમારા દેશની આ જરૂરીઆત સત્વર પુરી પાડો. તથાસ્તુ.

